॥ શ્રી સ્વામિનારાયણો વિજયતેતરામ્ ॥

# અવતારવાદ


સંપાદક અને સંશોધક :

**વેદાંતાચાર્ય શાસ્ત્રી શ્રી કેશવપ્રસાદદાસજી**
**(M. A. Philosophy)**

તથા

**વેદાંતાચાર્ય શાસ્ત્રી શ્રી રામદાસજી**
**(M. A. Philosophy)**


**પ.પૂ. ધ. ધુ. ૧૦૦૮ આચાર્ય શ્રી અજેન્દ્રપ્રસાદજીની આજ્ઞાથી**


**સંવત : ૨૦૫૫** **સન : ૧૯૯૮**

**સત્સંગ પ્રચારાર્થે : રૂ.૧૨=૦૦**

**પ્રકાશક :**

**શ્રી નારાયણમુનિદેવ સત્સંગ મંડળ**

**૬/૧૯૧૨, મહિધરપુરા, જદાખાડી,**

**સુરત-૩૯૫ ૦૦૩.**

# Avtarvad (Gujarati Edition)

Written by :

**Swami Keshavprasaddasji**

&

**Swami Ramdasji (Vadtal)**

Published by :

**Shree Narayan Munidev Satsang Mandal**

1st Edition :

**October 1998**

પુસ્તકનાં પ્રાપ્તિ સ્થાનો :

(૧) **શ્રી નારાયણમુનિદેવ સત્સંગ મંડળ**
૬/૧૯૧૨, મહિધરપુરા, જદાખાડી,
સુરત-૩૯૫ ૦૦૩.
ફોન : ૪૩૫૯૨૮

(૨) **શાસ્ત્રી શ્રી કેશવપ્રસાદદાસજી અને રામદાસજી**
બ્રહ્મચારી નિવાસ, વડતાલ.

(૩) **શ્રી નારાયણમુનિદેવ સત્સંગ પ્રચાર કાર્યાલય**
શ્રી સ્વામિનારાયણ મંદિર,
રામપુરા રોડ, સુરત.

सत्य | अहिंसा | प्रेम






श्री हरि

आचार्य आ. ८ वं ५. ०९८/२०५५
सनातन धर्मधुरंधर आचार्य श्री १००८
श्री अजेन्द्रप्रसादजी महाराजश्री
श्री नरेन्द्रप्रसादजी महाराजश्री
आचार्य निवास, श्री रघुवीर वाडी
संस्थान वडताल पीन : ३८७ ३७५
ता. ०४/११/९८

પ.ભ. શ્રીઅતુલભાઈ
સુરત.

આશીર્વાદ સહ જય શ્રીસ્વામિનારાયણ પાઠવીએ છીએ.
વિ. તમારા દ્વારા "અવતાર વાદ" નામના પુસ્તકની
ઝેરોક્ષ નકલ અમોને મળી હતી. તમોએ આ જાતનો
જે પ્રયાસ કર્યો છે. તે અતિ યોગ્ય, પ્રસંશનીય છે. સર્વ
હરિભક્તોએ આ પુસ્તકને વાંચી મનન-
ચિંતન કરી અને તેમાંથી સત્ય શોધવામાં
મદદરૂપ થશે તેવા અમો આશા રાખીએ
છીએ. આ પુસ્તક હરિભક્તોમાં લોકપ્રિય
- લોકોપયોગી બને તેવા અમારી શુભેચ્છા
પાઠવીએ છીએ. લિ.



A Mane

आचार्य अजेन्द्रप्रसादजी

भक्ति | ज्ञान | वैराग्य

॥ શ્રી સ્વામિનારાયણો વિજયતેતરામ્ ॥

# નિવેદન...

શ્રીસ્વામિનારાયણ સંપ્રદાયમાં અવતાર-અવતારી અને ગોલોકને અક્ષરધામ આદિ ધામો એક કે અનેક વગેરે મુખ્ય જાણવા જેવી બાબતો છે. સંપ્રદાયનાં શાસ્ત્રોમાં તેમની વિસ્તારથી ચર્ચા કરવામાં આવી છે. આમ છતાં પણ સમય તેમજ સમજણને અભાવે મુમુક્ષુઓને બધાં શાસ્ત્રોનો સમ્યક્ અભ્યાસ અને તેમાંનો મુખ્ય અભિપ્રાય સમજવો અશક્ય જેવી બાબત લાગે છે.

વેદાંતાચાર્ય કેશવપ્રસાદજી તેમજ રામદાસજીએ પોતાના અભ્યાસનાં પરિણામરૂપે આ 'અવતારવાદ' પુસ્તક સત્સંગ સમાજ સામે પ્રસ્તુત કર્યું છે. આ પુસ્તક સામાન્ય માણસ સપૂર્ણ સમજી શકે

તેવી સરળ ભાષામાં લખવામાં આવ્યું છે. 'અવતારવાદ'માં સંપ્રદાયનાં મુખ્ય શાસ્ત્રોને પ્રમાણરૂપે રાખીને પરરૂપ અને વિભવ (અવતાર)ની એકતા બતાવવામાં આવી છે. ધામનિરૂપણ પણ ખૂબ સરળ રીતે કર્યું છે. આ પુસ્તક કોઇપણ પૂર્વગ્રહ રાખ્યા વગર વાંચી અને વિચારવામાં આવશે તો બધા જ સંશયો નાશ પામશે અને આસુરી મતિ નાશ પામશે અને દૈવીપણું પ્રાપ્ત થશે. આ વિના આસુરી મતિને નાશ કરવાનો પૂરા બ્રહ્માંડમાં બીજો કોઇ સરળ ઉપાય નથી. તેમજ ભગવાન શ્રીસ્વામિનારાયણ પ્રત્યે નિષ્ઠાની શુદ્ધતા થશે અને શ્રીસ્વામિનારાયણ ભગવાનનો મુખ્ય અભિપ્રાય પણ જાણી શકાશે. આ પુસ્તક કોઇ સંસ્થા કે વ્યક્તિને ઉદ્દેશીને લખવામાં આવ્યું નથી. આમ છતાં સર્વાવતારી શ્રીસ્વામિનારાયણ ભગવાનના સિદ્ધાંત વિરુદ્ધ લાગતાં જે કોઇ કલ્પિત સિદ્ધાંતો શુદ્ધ સર્વોપરી સિદ્ધાંતને મલિન કરી રહ્યા છે. તેનું સમ્યક્ ખંડન કરવામાં આવ્યું છે. ભગવાન શ્રીબાદરાયણ મુનિ (વ્યાસાવતાર) રચિત વ્યાસસૂત્રમાં પણ વેદવિરુદ્ધ સિદ્ધાંતનું ખંડન કરવામાં આવ્યું છે. માટે સંપ્રદાયના પાયાના શુદ્ધ સિદ્ધાંતો જાળવવા માટે કદાચ કોઇ કલ્પિત સિદ્ધાંતોનું થોડું ખંડન થયું હોય તોપણ યોગ્ય જ ગણાશે. કોઇ આસુરી જીવ પોતાની દુષ્ટમતિને સુધારવાનો પ્રયત્ન કરશે તો શ્રીસ્વામિનારાયણ ભગવાન અને નંદસંતોનો દાખડો મહદ્અંશે સફળ કર્યો ગણાશે. અવતારને લગતી તમામ બાબતોને ધ્યાનમાં રાખીને આ પુસ્તક લખાયું હોવાથી શ્રીસ્વામિનારાયણ

ભગવાનનાં અનુપમ મૂળ સિદ્ધાંતમાં નિષ્ઠા રાખનાર તમામ સત્સંગી સમૂહને ઉપયોગી નિવડશે તેવી અભ્યર્થના છે.

આ પુસ્તક શ્રી હરિહર પુસ્તકાલય, સૂરતમાં છપાવવામાં આવ્યું છે, જે વર્ષોથી ધાર્મિક પુસ્તકોનું પ્રકાશન કરતું આવ્યું છે. સારા કાગળો તેમજ આકર્ષક ટાઇટલ પેજ લેવામાં આવ્યું છે. આમ છતાં આર્થિક મદદ કરનારા હરિભક્તોના લાભાર્થે આ પુસ્તકની કિંમત ફક્ત રૂ.૧૨/= રાખવામાં આવી છે. આવી સામાન્ય કિંમત રાખવાનો ઉદ્દેશ કોઇપણ મુમુક્ષુ આ પુસ્તક વસાવીને તેનો અભ્યાસ કરી શકે એ જ છે. આ પુસ્તકનો દરેક મુમુક્ષુ એકવાર ધ્યાનથી અભ્યાસ કરી બીજાને વાંચી-વંચાવશે તો શ્રીજી મહારાજ તેમના ઉપર રાજી થશે. અંતે આવા સત્સંગપ્રચાર કાર્યમાં શ્રીજી મહારાજ આવા સંતોને ખૂબ જ બળ તેમજ બુદ્ધિ આપે તથા દાનવીર દાતાઓને ખૂબ ધન-આયુષ્ય આપે, જેથી તેમનો સત્સંગ-પ્રચાર માટે ઉપયોગ કરી શકે તેવી પ્રાર્થના કરીએ છીએ. આ પુસ્તકનું પ્રકાશન કરવા પાછળનો હેતુ ઉપાસ્ય ઇષ્ટદેવ ભગવાન શ્રીસ્વામિનારાયણને રાજી કરવાનો જ છે.

સંવત ૨૦૫૪ શ્રી નારાયણમુનિદેવ સત્સંગ મંડળ, સૂરત.

જન્માષ્ટમી



# અનુક્રમણિકા



# 'અવતારવાદ' નામનો આ તત્ત્વ નિબંધ કે જેમાં આર્થિક સહાય આપનારા સત્સંગીઓનાં નામ

૫,૦૦૦/= એક હરિભક્ત

૨,૦૦૦/= એક હરિભક્ત

૫૦૦/= ચિરાગભાઇ વૈદ્ય

૫૦૦/= લાભભાઇ માછીયાળાવાળા

૫૦૦/= શિરિષભાઇ બી. જનસારી

૧,૧૫૧/= જોષી મોહનલાલ મોતીલાલ કંચનવાળા

૫૦૧/= પિયુષ એન. પટેલ

૫૧૧/= નવનીતલાલ વેણીલાલ પટેલ (પીયૂષ હસ્તક)

૫૧૧/= કમળાબહેન અને વેણીલાલ પટેલ

૫૦૧/= મનસુખલાલ કુબેરદાસ મેવાવાળા

૧,૦૦૧/= ગોપીનાથ જ્વેલર્સ

૩૦૦/= રાકેશ પી. કંસારા

૨૫૦/= રાજેશભાઇ ઘનશ્યામભાઇ કાપડિયા

૧,૫૦૦/= ગોરધનભાઇ ત્રિકમભાઇ (પીંજવાળા)

૫૦૧/= સુબોધભાઇ દલાલ

૧,૦૦૦/= અનિલભાઇ હસમુખલાલ મેવાવાળા

૨૫૧/= વિઠ્ઠલભાઇ અને હરિભક્તો

૪૫૦/= સુનીલ દામજીભાઇ ગાબાણી

૧,૦૦૧/= શનાભાઇ દેસાઇભાઇ (મેતપુરવાળા)

૮૦૦/= એક હરિભક્ત

૫૦૦/= ઘનશ્યામભાઇ મેતપુરવાળા

૫૦૦/= બાબુભાઇ કરશનભાઇ લખાણી (ટાટમ)

૧,૦૦૦/= રમણીકભાઇ મોદી

૭૦૦/= હરેશભાઇ સાવલીયા

૫૦૦/= રાકેશ એ. પટેલ

૧,૦૦૦/= એક હરિભક્ત

૧,૦૦૦/= ચીમનલાલ દયારામ દલાલ

૧૫૦/= જીતેન્દ્ર ડી. પટેલ

૫૦૧/= મનસુખભાઇ શંભુભાઇ (આસોદરવાળા)

૫૦૦/= પ્રવિણભાઇ જયંતીભાઇ મેવાવાળા

૫૦૦/= વિજયાબેન નારાયણભાઇ પટેલ

॥ શ્રી હરિઃ ॥

# અવતારવાદ

## પ્રારંભ

वामे यस्य स्थिता राधा श्रीश्च यस्यास्ति वक्षसि।
वृन्दावनविहारं तं श्रीकृष्णं हृदि चिन्तये॥

स श्रीकृष्णः परंब्रह्म भगवान पुरुषोत्तमः।
उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणम्॥

પંચરાત્ર શાસ્ત્રમાં ભગવાનનાં પાંચ રૂપો કહ્યાં છે.

**(૧) અક્ષરધામમાં વિરાજમાન પુરુષોત્તમ નારાયણ પરરૂપે.**

**(૨) વાસુદેવ આદિક ચર્તુવ્યૂહરૂપ.**

**(૩) અંતર્યામી રૂપ.**

**(૪) વિભવ (અવતાર) રૂપ.**

**(૫) અર્ચારૂપ (મૂર્તિરૂપ).**

આ બધાં રૂપોને અક્ષરધામના પુરુષોત્તમ નારાયણ સાથે અભેદ સંબંધ છે એટલે બીજાં રૂપોને પર (ધામસ્થ)રૂપથી અલગ માની શકાશે નહીં. સંપ્રદાયના પ્રમાણિત ગ્રંથ વચનામૃત વડતાલ-૨ "જે શ્રીકૃષ્ણ પુરુષોત્તમ ભગવાન છે તે પોતાના અક્ષરધામને વિશે સદા દિવ્ય સાકાર મૂર્તિમાન રહ્યા છે અને તે જ ભગવાન જે તે શ્વેતદ્વીપવાસી જે અનંત નિરન્નમુક્તો તેમને પાંચ વખત પોતાનું દર્શન આપે છે તથા વૈકુંઠલોકને વિશે તે જ ભગવાન ચતુર્ભુજ મૂર્તિ થકા લક્ષ્મીજી સહિત છે ને તે શંખ, ચક્ર, ગદા, પદ્મને ધારી રહ્યા છે. (આમ અક્ષરધામના પરરૂપ સાથે શ્વેતદ્વીપપતિ અને વૈકુંઠપતિ ભગવાનનો અભેદ સંબંધ કહ્યો) તથા વિશ્વકસેનાદિક જે પાર્ષદ

તેમણે સેવ્યા છે અને એ જ ભગવાન પૂજવાયોગ્ય ભજવાયોગ્ય અને પામવાયોગ્ય છે અને તે જ ભગવાન રામકૃષ્ણાદિક અવતાર ધારણ કરે છે. (આમ અવતાર અને અક્ષરધામના અધિપતિ વચ્ચે કોઈ ભેદ નથી અને વાસુદેવ સંકર્ષણ અનિરુદ્ધ પ્રદ્યુમ્ન, એ ચર્તુવ્યૂહરૂપે વર્તે છે. આમ પરરૂપને ચર્તુવ્યૂહ સાથે અભેદ સંબંધ છે) એવી રીતે સાકાર મૂર્તિનું પ્રતિપાદન કર્યું છે પછી તે જ પંચરાત્ર તંત્રને નારદજીએ ફરીને કર્યું, ત્યારે તે નારદ પંચરાત્ર કહેવાયું.'' આ પાંચ રૂપોમાંથી ફક્ત અત્રે અવતાર વિભવ વિશે જ ચર્ચા કરશું તેમજ અર્ચારૂપ કે જેને મૂર્તિ (પ્રતિમા) પણ કહે છે તે ઉપર થોડો વિચાર કરીશું.

અવતાર ને અક્ષરધામના અધિપતિ સાથે અભેદ સંબંધ છે તે બાબત, અવતાર ધરવાનું પ્રયોજન (હેતુ), અવતારની ધ્યેયતા-મોક્ષપ્રદાતા, અવતાર તત્ત્વ શું છે, શ્રીકૃષ્ણ અવતારની શ્રેષ્ઠતા, શ્રી સ્વામિનારાયણ ભગવાનની શ્રીકૃષ્ણ સાથે અનન્યતા તેમજ અક્ષરધામનું વર્ણન વગેરે વિશેષો ખાસ સમજવાના છે.

## અવતાર ધરવાનું પ્રયોજન

અક્ષરધામના અધિપતિ શ્રીસ્વામિનારાયણ ભગવાનને પૃથ્વી ઉપર અવતાર શા માટે લેવો પડે છે તે એક પ્રશ્ન છે. શું જીવના કલ્યાણને અર્થે પૃથ્વી ઉપર અવતાર ધરે છે ? શું અવતાર ધર્યા વિના પોતાના ધામમાં રહ્યા થકા કલ્યાણ કરવા માટે સમર્થ નથી ? અને કલ્યાણ તો ભગવાન જેમ ધારે તેમ કરે, ત્યારે અવતાર ધર્યાનું શું પ્રયોજન છે ? અને જો અવતાર ધારણ કરે, ત્યારે જ ભગવાનમાં કલ્યાણ કરવાનું સામર્થ્ય હોય અને અવતાર ધર્યા વિના જીવનાં કલ્યાણ કરી શકતા ન હોય તો ભગવાનને વિશે પણ એટલું અસમર્થપણું આવે. માટે ભગવાન તો અવતાર ધરીને પણ કલ્યાણ કરે અને અવતાર ન ધરે તોપણ જીવનાં કલ્યાણ કરવા સમર્થ છે

માટે એવા જે ભગવાન તેને અવતાર ધર્યાનું શું પ્રયોજન છે ? આ વિષયનો વિસ્તાર રામાનુજાચાર્ય ગીતા ભાષ્ય અધ્યાય-૪માં તેમજ વચનામૃત કારિયાણી-૫માં છે.

ભગવાનને અવતાર ધર્યાનું મુખ્ય પ્રયોજન એ જ છે કે, ભગવાનને વિશે અતિશય પ્રીતિવાળા જે ભક્ત હોય, કે જેઓ વેદોક્ત ધર્મ-પરાયણ હોય, એકાંતિક હોય, ભગવાનનાં નામો-ચરિત્રો અને રૂપનો મન વાણીને અગોચર (પ્રત્યક્ષ નહીં) હોવાથી ભગવાનનાં દર્શન વિના પોતાના આત્માનું ધારણપોષણ આદિકને નહીં પામનારા ભગવાનનાં દર્શન વિના ક્ષણ કાળ પણ જાય તો તેને સહસ્ર કલ્પતુલ્ય માનનારા, એટલું નહીં પણ પરમાત્માને જ જેમણે સર્વસ્વ માન્યું છે તેવા ભક્તની ભક્તિને આધીન થઈને ભક્તને સુખ દેવાને અર્થે જેવી ભક્તની ઈચ્છા હોય તેવા રૂપને પરમાત્મા ધારણ કરે છે. પછી જેવા જેવા પોતાનાં ભક્તના મનોરથ-ઇચ્છા હોય તે સર્વે પૂરાં કરે છે. અને તે ભક્ત હોય તે સ્થૂળભાવે યુક્ત છે અને દેહધારી છે, માટે ભગવાન પણ સ્થૂળભાવને ધારણ કરીને દેહધારી જેવા થાય છે અને તે પોતાના ભક્તને લાડ લડાવે છે અને પોતાના સામર્થ્યને છુપાવીને તે ભક્તસંગાથે પુત્રભાવે અથવા સગાંસંબંધીને ભાવે વર્તે છે તેને કરીને એ ભક્તને ભગવાનની ઝાઝી મર્યાદા રહેતી નથી. પછી જેવી એ ભક્તને ઈચ્છા હોય તેવી રીતે લાડ લડાવે છે, માટે પોતાના જે પ્રેમીભક્ત તેના મનોરથ પૂરા કરવા, એ જ ભગવાન અક્ષરધામ થકી પૃથ્વી ઉપર અવતાર ધારણ કરે છે અને એજ અવતાર ધરવાનું મુખ્ય પ્રયોજન છે અને તે ભેળું અસંખ્ય જીવનું કલ્યાણ પણ કરે છે અને ધર્મનું સ્થાપન પણ કરે છે.

## અવતારના પ્રકારો

પરમાત્મા પોતાના ભક્તોને લાડ લડાવવા માટે રાજારૂપે અને સાધુરૂપે અવતરે છે. વચનામૃત વડતાલ-૧૦ મુજબ આ પૃથ્વીને વિશે

રાજારૂપ અને સાધુરૂપ - એ બે પ્રકારે ભગવાનના અવતાર થાય છે તેમાં રાજારૂપે જ્યારે પૃથ્વી ઉપર પ્રગટ થાય, ત્યારે તો ઓગણચાલીસ લક્ષણે યુક્ત હોય અને જ્યારે સાધુરૂપે પૃથ્વી ઉપર પ્રગટ થાય ત્યારે, તો ત્રીસ પ્રકારનાં લક્ષણે યુક્ત હોય. રાજારૂપે હોય ત્યારે ચોસઠ કળાએ યુક્ત હોય ને સામ, દામ, દંડ ને ભેદ - એ ચાર પ્રકારના ઉપાયે યુક્ત હોય. શૃંગારાદિક જે નવ રસ તેણે યુક્ત હોય પણ સાધુરૂપે હોય તેમાં તે લક્ષણો હોય નહીં. રાજારૂપે ભગવાન હોય તેને જો આપત્કાળ આવ્યો હોય તો મૃગયા કરીને પણ જીવે, ચોરને ગરદન પણ મારે અને ઘરમાં સ્ત્રીઓ પણ રાખે. સાધુરૂપે ભગવાન હોય, ત્યારે અહિંસા પર વર્તે ને લીલા તૃણને પણ તોડે નહીં ને કાષ્ઠની તથા ચિત્રામણની સ્ત્રીનો પણ સ્પર્શ કરે નહીં. માટે ભગવાનની સાધુરૂપ મૂર્તિ અને રાજારૂપ મૂર્તિ એ બેની રીતિ એક હોય નહીં. માટે જેને પોતાનું કલ્યાણ ઇચ્છવું તેણે તેવા લક્ષણે કરીને ભગવાનને ઓળખીને તે ભગવાનને શરણે થવું ને તેનો દૃઢ વિશ્વાસ રાખવો અને તેની આજ્ઞામાં રહીને તેની ભક્તિ કરવી એ જ કલ્યાણનો ઉપાય છે. રામકૃષ્ણાદિક અવતારો રાજારૂપે તેમજ દત્તાત્રેય, કપિલ આદિક સાધુરૂપ ભગવાનના અવતારો ભજનીય તેમજ કલ્યાણકારી છે. આ અવતારોમાં અક્ષરધામના અધિપતિ શ્રી સ્વામિનારાયણનું જ્ઞાન શક્તિ આદિક અને મોક્ષપ્રદાતા, અલૌકિક ઐશ્વર્ય વગેરે હોય છે. આમ, બંને વચ્ચે અભેદ સંબંધ હોય છે. સત્સંગી જીવન પ્રકરણ-૩ અધ્યાય-૨૪માં સાધુરૂપ અને રાજારૂપ બંનેની સરખી સેવ્યતા કહી છે. સત્સંગીજીવન પ્રકરણ-૪ અધ્યાય-૩૭માં કેવી રીતે બાહ્ય અને અંતરના અસુરો હણે છે તેનો પ્રકાર કહ્યો છે. બાહ્ય અસુરો શિશુપાલ આદિક છે. અંતરનાં આસુરો કામ, ક્રોધ, લોભ આદિક છે, તેમને હણે છે. તેમનો પ્રકાર કહીને છેવટે શસ્ત્ર ધારણ કરીને કે શસ્ત્ર ધારણ કર્યા વગર, નિગ્રહથી કે અનુગ્રહથી, વધથી કે સદ્ઉપદેશથી એમ જે

કોઈપણ ઉપાયથી પૃથ્વીમાં સદ્ધર્મનું સ્થાપન કરે છે, તેનો આશ્રય કરવાથી કલ્યાણ થાય એમ પણ કહ્યું છે.

## અવતાર રહસ્યજ્ઞાન

ભગવાન પોતે અક્ષરધામમાં તો દિવ્ય શરીરેયુક્ત રાજાધિરાજપણે બિરાજમાન હોય છે. આ જ પરમાત્માના રામકૃષ્ણાદિક અવતાર પૃથ્વી ઉપર થાય છે, ત્યારે પ્રાકૃત જીવોનાં જન્મથી જુદા પ્રકારનો જન્મ છે. પ્રાકૃત જીવોના જન્મકર્મોનાં સિદ્ધાંતને આધારે કર્મફળ જે સુખદુઃખ આદિક ભોગવવા માટે થતા હોય છે, તેઓ કાળમાયા આદિકને આધીન હોય છે. જ્યારે રામકૃષ્ણાદિક અવતારનો પ્રાદુર્ભાવ (જન્મ) કેવળ ઈચ્છાકૃત અને પરોપકારનાં પ્રયોજનયુક્ત હોય છે. રામકૃષ્ણાદિક અવતાર એ તો અક્ષરધામમાં વિરાજમાન પુરુષોત્તમ નારાયણના સજાતીય રૂપાંતર ધારણ રૂપ છે.

આવી રીતની પ્રાર્દુભાવની અત્યંત વિલક્ષણતા ભગવાને ગીતામાં અર્જુનને ઉદ્દેશીને લખી છે. રામાનુજગીતાભાષ્ય અધ્યાય-૪ શ્લોક ૫ થી ૯માં શ્રીકૃષ્ણ ભગવાને છ ઉત્તરો આપેલા હોવાથી અર્જુને છ પ્રશ્ન પ્રથમ પૂછેલા હોવા જોઈએ. કોઈ પ્રશ્ન પૂછે તો જ તેનો ઉત્તર સંભવે.

**પ્ર.૧.** ભગવાન તો નિત્ય નિર્દોષ હોઈને બીજાનાં જન્મજરાદિ દોષને હરનારા છે, તે જાતે જન્મ ધારીને તેવા દોષો શા માટે ગ્રહણ કરે ?

**પ્ર.૨.** વળી ભગવાન તો સ્વરૂપાનંદ તૃપ્ત છે, તેમને જન્મનું પ્રયોજન જ શું ?

**પ્ર.૩.** વળી જો કોઈ એમનો ઉપરી સ્વછંદી નિયંતા હોય તો તેની પ્રેરણાથી જન્માદિ ઘટે તે પણ નથી કેમ કે પોતે જ સર્વેશ્વર છે.

**પ્ર.૪.** વળી જો ભગવાન પોતાનાં હિત-અહિત ન જાણતા હોય તો સ્વેચ્છાથી પણ અજ્ઞાની બાળકો અગ્નિમાં સ્પર્શ કરી બેસે છે તેમ જન્માદિ સંભવે તો તેમ પણ નથી કેમ કે પોતે સર્વજ્ઞ છે.

**પ્ર.૫.** વળી લોકરક્ષણાર્થે જન્મ છે એમ પણ ઉત્તર થઈ શકે નહીં. પોતે સત્ય સંકલ્પ છે. સંકલ્પમાત્રથી રક્ષણ આદિક કરી શકે છે.

**પ્ર.૬.** વળી જો કોઈ સાધ્ય પ્રયોજન હોય તો તદ્અર્થે જન્માદિ ઘટે તે પણ નથી, કેમ કે પોતે પૂર્ણકામ છે. આવા ભગવાનને જન્માદિ કોઈ રીતે ઘટતું નથી. જો જન્માદિ કહીએ તો અકર્મવસત્વ, અસર્વજ્ઞત્વ, અસત્યસંકલ્પત્વ, અપૂર્ણકામત્વ આદિકનો પ્રસંગ ક્ષેત્રજ્ઞો (જીવ)ની પેઠે આવે. આવા પણ ભગવાનના જન્માદિ બાબતોમાં છ પ્રશ્નો એમ ઘટે છે કે,

(૧) દેવ મનુષ્યાદિકને સજાતીયણે જણાતો જન્મ શું ઈન્દ્રજાલાદિકવત્ મિથ્યા છે કે સત્ય છે ? (સ્વેચ્છાથી બીજાઓને તે તે વસ્તુ ન હોય તથાપિ તે તે વસ્તુઓનો ભ્રમ ઉપજાવે તેને ઈન્દ્રજાલિક કહે છે.)

(૨) જો સત્ય હોય તો જન્મપ્રકાર કેવી રીતે છે ? (પરમેશ્વરપણાના સ્વભાવનો ત્યાગ કરીને કે નહીં ત્યાગ કરીને ?)

(૩) વળી એમનો ભૂતસંઘાત સંસ્થાન જેવો જણાતો દેહ ક્રિયાત્મક છે ? (પ્રાકૃત કે અપ્રાકૃત છે ?)

(૪) વળી જન્મનો હેતુ શો છે ? (સંકલ્પમાત્ર છે કે સ્વેચ્છાસ્વીકૃત પુણ્યે થાય છે ?)

(૫) વળી જન્મ ક્યારે ? (પુણ્યપાપના વિપાકકાળે કે ધર્મગ્લાનિ આદિકકાળે ?)

(૬) વળી જન્મ શા માટે ? (સુખદુ:ખાદિકના ઉપભોગ માટે કે સાધુ પરિત્રાણાદિક માટે ?)

એવા છ પ્રશ્નો પૂછેલા છે. ભગવાને ચાર શ્લોકથી પોતાના જન્મનું સત્યત્વ, જન્મનો પ્રકાર, દેહનો દિવ્યરૂપ, પાપાત્મય, જન્મનો હેતુ, કાળ અને પ્રયોજન - એમ ક્રમથી છ ઉત્તરો આપ્યા છે. પાંચમા શ્લોકથી આવા અવતાર પારમાર્થ્ય જ્ઞાનનો મોક્ષમાં ખાસ ઉપયોગ કહ્યો છે. આ માટે નીચેના શ્લોકોનો અભ્યાસ કરતાં સમ્યક્ અવતાર રહસ્યનું જ્ઞાન થઈ જશે.

હે અર્જુન, મારા અને તારા ઘણા જન્મો થઈ ગયા. હું તે બધા જાણું છું. તું નથી જાણતો. (ગીતા અ.૪ શ્લોક-૫) આ શ્લોકમાં ભગવાનના જન્મો (અવતારો) સત્ય છે. પણ ઈન્દ્રજાલવત્ મિથ્યાત્વ નથી એમ કહ્યું છે. હું અજન્મા, અવિનાશી તથા સર્વે પ્રાણીઓનો ઈશ્વર છું છતાં હું મારી પ્રકૃતિને ધારણ કરીને અવતાર લઉં છું. (ગીતા અ.૪ શ્લોક-૬) આ શ્લોકમાં અવતારનો પ્રકાર, દેહનું પારમાર્થ્ય અને જન્મનો હેતુ - એમ ત્રણ ઉત્તરો આપ્યા છે. 'અજ' અવ્યય શબ્દથી કર્મકૃત જન્મમરણે રહિતપણું કહ્યું છે. આથી નિત્ય નિર્દોષત્વ નિશ્ચિત થાય છે. એટલે જ અજન્મા કહ્યા. સર્વ ગુણો સાથે પરમેશ્વર સંબંધ ધરાવે છે. તે સાથે લઈને જ અવતરે છે. અહીં પ્રકૃતિ કહીને માયા કે પ્રધાનપુરુષ કે પ્રકૃતિપુરુષ એવો અર્થ નથી. રામાનુજાચાર્ય ભાષ્યમાં પ્રકૃતિ શબ્દનો સ્વભાવ એવો અર્થ કર્યો છે. માટે બીજો કોઈ અર્થ થતો નથી. '**आत्ममायया**' અહીં માયા શબ્દનો અર્થ કૃપા લેવો. પ્રાદુર્ભાવ કૃપામૂળક સંકલ્પથી હોવાથી બંને બાબત ઘટે છે.

હે અર્જુન ! જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય છે અને અધર્મનો વધારો થાય છે, ત્યારે ત્યારે હું જન્મ લઉં છું. (ગીતા અ.૪ શ્લોક-૭) આ શ્લોકમાં ભગવાનને જન્મ ધરવા માટે જીવોની જેમ પુણ્ય કે પાપ, કાળ કે મન્વંતર મહાકલ્પાદિ રૂપ કાળનો નિયમ નથી પણ જ્યારે જ્યારે વેદોક્ત ચાર વર્ણો તથા ચાર આશ્રમની વ્યવસ્થાની વર્તતા કર્તવ્ય ધર્મની ગ્લાનિ થાય અને જ્યારે તદ્વિપરીત અધર્મનું

અભ્યુત્થાન થાય, ત્યારે ત્યારે હું જ આત્માને સર્જું છું. એમ જન્મ ધારણનો કાળ કહ્યો. '**आत्मानं सृजाम्यहम्**' આ જે સર્જન કહે છે તે અહમર્થ સર્વાન્તરાત્મભૂત વિભુ જ્ઞાનસ્વરૂપમાં ઘટે નહીં, કારણ કે આત્મસ્વરૂપ (પરમાત્માનું) તો નિત્ય સિદ્ધ છે. અને નિત્ય જીવાત્મા સ્વરૂપમાં સર્જન સંભવે નહીં તેમ 'હું આત્માને સર્જું છું' એટલે પોતે જ પોતાને સર્જે છે એમ અર્થ આવે છે. એમાં તો આત્મશ્રયાદિ દોષનો પ્રસંગ આવે. અહીં તો અક્ષરધામમાં જે નિત્યસિદ્ધ પર દિવ્યરૂપ છે તેને સજાતીય દ્વિતીયરૂપ ધારણરૂપ અર્થ લેવો. એને જ અવતાર કહેવાય. અંત્ય-૩૧ વ.મૃતમાં 'ભગવાનનું ધામ તેને વિષે જે પુરુષોત્તમ ભગવાનની આકૃતિ રહી છે ને તે આકૃતિમાંથી એ પોતે ભગવાન અવતાર ધારે છે. આકૃતિ શબ્દ રૂપ પર જાણવો.

સત્પુરુષોનું રક્ષણ કરવા અને દુષ્ટોનો નાશ કરવા માટે તથા સધ્ધર્મની સ્થાપના કરવા માટે યુગે યુગે હું જન્મ લઉં છું. (ગીતા અ.૪ શ્લોક-૮) '**परित्राणाय साधूना**' આ શ્લોકથી સાધુ પરિત્રાણ રૂપ મુખ્ય જન્મપ્રયોજન કહ્યું છે. જેને માટે ભગવાનને જાતે જન્મ લેવો પડે એ સાધુઓ જેવા તેવા નહીં પણ વેદોદિતધર્મશીલ, વૈષ્ણવાગ્રેસર, ભગવાનનાં નામો, ચરિત્રો અને રૂપ તો મનવાણીને અગોચર હોવાથી ભગવાનનાં દર્શન વિના સ્વાત્માનું ધારણપોષણ આદિકને નહીં પામનારા, દર્શન વિના ક્ષણ કાળ જાય તો તેને સહસ્ર કલ્પતુલ્ય માનનારા, એટલું જ નહીં પણ અદર્શનદુઃખથી પ્રશિથિલ સર્વ ગાત્રવાળા થનારા, એમ વિયોગ દુઃખથી બહુ કલેશને અનુભવતા પરમ ભાગવતોના ઉજ્જીવન માટે પ્રથમરૂપ પછી ચરિત્રો, અવલોકન, વાર્તાલાપાદિ આપવારૂપ પરિત્રાણ માટે અને ભક્તિવિરોધી દુષ્કર્મીઓના વિનાશ માટે અને ક્ષીણ વૈદિક ભગવદારાધનભૂત ધર્મના આરાધ્ય રૂપના પ્રદર્શનથી સ્થાપન માટે દેવમનુષ્યાદિ રૂપથી યુગયુગને વિશે સંભવું છું. તાત્પર્ય એ છે કે,

એવા વૈષ્ણાગ્રેસરોને લૌકિક ઈષ્ટ કે અનિષ્ટ કાંઈ નથી. ભગવાનનો અલાભ એજ અનિષ્ટ અને તેનો લાભ એજ ઈષ્ટ છે. ભગવાન પોતાની મૂર્તિ ચરિત્રો અવલોકન વાર્તાલાપાદિક ઈષ્ટને આપીને એનું અનિષ્ટ નિવૃત્ત કરે છે. મોક્ષ સુખાદિકની પેઠે આ બધું અવતાર ધારણ વિના સંકલ્પમાત્રથી પણ આપી શકાય નહીં. વળી, અનુષ્ઠાન મુખથી કે ઉપદેશમુખથી ધર્મ પ્રવર્તન તો વ્યાસાદિ દ્વારા પણ કરી શકાય છે, પણ આરાધ્ય રૂપ પ્રદર્શાવીને ભક્તિરૂપ ભાગવતધર્મ પ્રવર્તાવવો એ તો અવતાર ધારણ વિના થઈ શકે નહીં. એવા સાધુઓનું એવું સ્વમૂર્તિ દર્શનદાન રૂપ જે પરિત્રાણ તેને માટે ભગવાનનો અવતાર છે. આ શ્લોકનો ભાષ્યાનુસારી ભાવાર્થ વ. મૃત. કા.-૫માં શ્રીહરિએ યથાસ્થિત વર્ણવ્યો છે.

'મારા દિવ્ય જન્મ અને દિવ્ય કર્મને તત્ત્વથી જે જાણે છે તે દેહ છોડ્યા પછી પુનર્જન્મ પામતો નથી પણ હે અર્જુન ! મને જ પામે છે.' (ગીતા અ.૪ શ્લોક-૯) આ શ્લોકથી પ્રસંગોપાત્ કહેવું જે અવતારયથાત્મ્ય તેનો પરમ પ્રાકૃત જે મોક્ષ તેમાં ઉપયોગ કહ્યો છે. અર્થ એવો છે કે, ઉપર પ્રમાણે પ્રાકૃત જન્મે રહિત, સર્વેશ્વરત્વ, સર્વજ્ઞત્વ, સત્યસંકલ્પત્વ, આદિક સમસ્ત કલ્યાણગુણોએ સહિત એવા મારા દિવ્ય-અપ્રાકૃત જન્મને અને કર્મ (ચેષ્ટિતં) ને તત્ત્વતઃ (સંશય વિપર્યરહિત) જે જાણે છે તે વર્તમાન દેહનો ત્યાગ કરીને ફરી જન્મને પામતો નથી. (આથી અનિષ્ટનિવૃત્તિ કહી) એટલું જ નહીં પણ મને જ પામે છે. (આથી ઈષ્ટપ્રાપ્તિ કહી). આ રીતે ગીતામાં ભગવાને અવતાર વસ્તુમાં અવશ્ય જાણવા યોગ્ય બધી બાબતો કહી છે.

કોઈ સ્થળે અવતારધારણમાં બ્રહ્મશાપાદિ હેતુ કહ્યો છે તે તો વ્યાજમાત્ર જાણવો. ઈચ્છા જ મુખ્ય હેતુ છે.

# અક્ષરધામનું સ્વરૂપ જ સંપૂર્ણ ઐશ્વર્યાદિક સહિત અવતાર ધરે છે ?

ભક્તોને લાડ લડાવવા, જીવોનું કલ્યાણ કરવું, એકાંતિક ધર્મનું સ્થાપન કરવું આવાં વિવિધ પ્રયોજન પૂર્ણ કરવા માટે પરબ્રહ્મ પરમાત્મા જેવું પ્રયોજનકાર્ય હોય તેવું રૂપ-વેશ ધારણ કરીને પૃથ્વી ઉપર અવતાર ધરે છે. આમ છતાં પરમાત્મા અક્ષરધામમાં રહેલું પોતાનું મૂળ રૂપ ત્યજીને અવતાર ધારણ કરતાં નથી પણ પોતાનાં મૂળ રૂપ ઐશ્વર્ય અને શક્તિએ સહિત જ અવતાર ધારણ કરે છે. વચનામૃત લોયા-૧૮માં "અને તે જ ભગવાન (અક્ષરધામના અધિપતિ પુરુષોત્તમ નારાયણ) મત્સ્ય, કચ્છ વરાહાદિક રૂપને તથા રામકૃષ્ણાદિક રૂપને કોઈક કાર્યને અર્થે ધારણ કરે છે પણ જે એ પોતાનું મૂળરૂપ છે તેને તજીને એ અવતારનું ધારણ નથી કરતા તે જ ભગવાન (અક્ષરધામાધિપતિ) પોતે અનંત ઐશ્વર્ય અને અનંતશક્તિ સહિત જ મત્સ્ય કચ્છ આદિક રૂપને ધારણ કરે છે અને જે કાર્ય નિમિત્તે જે દેહનું ધારણ કર્યું હોય તે કાર્ય થઈ રહે, ત્યારે તે દેહનો ત્યાગ પણ કરે છે." આમ અક્ષરધામનું સ્વરૂપ જ સંપૂર્ણ ઐશ્વર્ય અને શક્તિ એ સહિત અવતાર ધારે છે. અક્ષરધામનાં સ્વરૂપમાં અને રામકૃષ્ણાદિક અવતારમાં ઐશ્વર્ય શક્તિ જ્ઞાન આદિક સરખું જ હોય છે. ફક્ત રામકૃષ્ણાદિક અવતાર જેવું કાર્ય હોય ત્યાં તેટલો ઐશ્વર્ય આદિકનો પ્રકાશ કરે છે. માટે રામકૃષ્ણાદિક અવતારમાં જે વિવિધ ઐશ્વર્ય જોવામાં આવે છે તે તો ફક્ત કાર્ય પ્રમાણે તે અવતારે તેટલું ઐશ્વર્ય પ્રકાશ કર્યું પણ તેમની પાસે તો અક્ષરધામનાં મૂળરૂપમાં જેટલી સામર્થિ ઐશ્વર્ય હતું તે બધું લઈને જ અવતાર ધારણ કરે છે. તે લોયા-૧૮ વચનામૃતમાં ઉપર આપણે જોયું. માટે કોઈપણ અવતારમાં ઐશ્વર્ય આદિક ઓછું કે વધારે હોતું નથી. ઐશ્વર્ય બતાવવું તેનો આધાર અવતાર ઉપર હોવાથી કોઈ

અવતારે વધારે ઐશ્વર્ય બતાવ્યું તો તે મોટા અને કોઈએ ઓછું બતાવ્યું તો તેને નાના કહેવાને અજ્ઞાનતા કહેવાશે. ઉપરના સિદ્ધાંતનું ઈશાવાસ્ય ઉપનિષદનો મહાન મંત્ર '**पूर्णस्य पूर्णमादाय पूर्णमेववशिष्यते**' એમ સમર્થન કરે છે.

## એક રૂપે ધામમાં અને બીજે રૂપે અવતરે છે

પરબ્રહ્મ અક્ષરધામમાંથી અવતાર ધરીને પૃથ્વી ઉપર આવતાં હોય તો તે દરમિયાન પોતાના ધામનું સિંહાસન ખાલી રાખતાં હશે, કે કોઈ નાયબની નિમણૂક કરીને આવતાં હશે ? એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. પણ ભગવાન એક રૂપે તો ધામમાં રહે છે ને બીજે રૂપે કરીને અવતારનું ધારણ કરે છે. વચનામૃત પંચાળા-૪ ''સૂર્ય કુંતાજી પાસે આવ્યા તે મનુષ્યરૂપે જેવા કુંતાજી હતાં તેવા જ સૂર્ય થઈને આવ્યા, ત્યારે તેને અંગસંગનું સુખ આવ્યું ને કર્ણરૂપ ગર્ભ રહ્યો પણ જેવા સૂર્ય પ્રકાશમાન છે તેવા પ્રકાશે સહિત આવ્યા હોત તો કુંતાજી બળી મરત ને સ્પર્શનું સુખ પણ ન આવત. સત્રાજીત યાદવ પાસે સૂર્ય આવતા તે પણ માણસ જેવા થઈને આવતા અને જ્યારે એ સૂર્ય કુંતાજી અને સત્રાજીત યાદવ પાસે આવ્યા, ત્યારે શું આકાશમાં ન હતા ? આકાશમાં પણ હતા અને બીજે રૂપે એના એ જ સૂર્ય કુંતાજી અને સત્રાજીત પાસે આવ્યા. અને જેવો સૂર્યનો પ્રકાશ છે એ સર્વે એમાં છે ખરો પણ તેનો સંકોચ કરીને માણસ જેવા થઈને આવ્યા તેમજ એ જ ભગવાન... મનુષ્ય જેવા થઈને દર્શન આપે છે અને પોતે પોતાના ધામમાં પણ વિરાજમાન છે.'' આમ પરરૂપ જ બીજેરૂપે અવતરે છે.

કોઈને એવી શંકા ઉપજે કે, ભગવાન જાતે જ ધામમાંથી અવતરે તો ધામ ભગવાન વિના ખાલી થઈ જાય. આ શંકાનું સમાધાન ઉપર કર્યું. શિક્ષાપત્રી શ્લોક-૧૨૧ પ્રમાણે ''**श्रीकृष्ण सेवा मुक्तिश्च गम्यताम्**''. આમ મુક્તોને પરમાત્માની સેવા કરવી

તે જ મુક્તિ માની છે. માટે ધામમાં પરમાત્મા નિત્ય વિરાજમાન હોય તો જ તેમની સેવા કરવી શક્ય બને. જો અવતાર પૃથ્વી ઉપર ન થાય તો એકાંતિક ભક્તોને લાડ કોણ લડાવે ? અને એકાંતિક ધર્મનું સ્થાપન કોણ કરે ? માટે અક્ષરધામમાં અને પૃથ્વી ઉપર પણ પરમાત્માની આવશ્યકતા હોવાથી પરમાત્મા એકરૂપે ધામમાં કાયમ (નિત્ય) વિરાજમાન રહે છે અને જ્યારે પૃથ્વી ઉપર જરૂર પડે તો અવતાર પણ મૂળ રૂપમાંથી જ ધારણ કરે છે. આ સિદ્ધાંતનું ઈશાવાસ્ય ઉપનિષદનો મહાનમંત્ર સ્પષ્ટપણે સ્થાપન કરે છે. **'पूर्णात् पूर्ण मुदच्यते पूर्णस्य पूर्णमादाय पूर्णमेव अवशिष्यते'**

## 'અવતાર' એ શું તત્ત્વ છે ?

અવતાર એ શું તત્ત્વ છે ? અવતારો કોના ? અને તેમાં ભેદ કેવો ? આનો તત્ત્વદૃષ્ટિથી વિચાર કરવો જોઈએ. અવતાર એ કોઈ જીવકોટી કે ઈશ્વરકોટી જેવું અનાદિનું જુદું ખાતું છે અને અવતર્યા કરે છે, એમ જો કહેવામાં આવે તો પછી તે તો પરાત્પર જગત્કર્તા પરમાત્મા સર્વેશ્વરના સ્વયં અવતાર તરીકે કહી શકાય નહીં, ત્યારે તો ''પરંબ્રહ્મ પરમાત્મા સ્વયં કદાપિ અવતરતા નથી'' - એમ રોકડું મીંડુ જ વાળી દેવું પડે. આ તો સર્વશાસ્ત્ર વિરુદ્ધ અપ્રમાણ વ્યર્થવાદ કહેવાય અને આ તો એક અવતાર ખંડનનો ખાસ પ્રકાર ઠરે. સર્વશાસ્ત્રોમાં નરદેવાદિકને આગળ ધરીને નહીં પણ પરબ્રહ્મ પરમાત્મા પુરુષોત્તમ નારાયણ સર્વકર્તાને આગળ ધરીને તેમના જ અવતારભાવનું પ્રતિપાદન કરવામાં આવે છે. લોયા-૧૮ ''અને તે જ ભગવાન મત્સ્ય, કચ્છ, વરાહાદિક રૂપને તથા રામકૃષ્ણાદિક રૂપને કોઈ કાર્યને અર્થે ધારણ કરે છે પણ જે એ પોતાનું મૂળરૂપ છે તેને તજીને અવતાર ધારણ કરતા નથી. તે જ ભગવાન પોતે અનંત ઐશ્વર્ય અને અનંત શક્તિ સહિત જ મત્સ્ય, કચ્છાદિક રૂપને ધારણ કરે છે.'' ઇત્યાદિ અનેક વચનામૃતોમાં મૂળ અક્ષરધામના સ્વરૂપની

જ અવતારતા સુસ્પષ્ટ કહી છે, એટલે સ્વયં પરમાત્માના જ અવતારો છે એમ માનવા પડે. અવતારની વ્યાખ્યા આ પ્રમાણે આપી શકાશે. " વિભૂતિભૂત દેવ મનુષ્યાદિમાં તેને તેને સજાતીય નામરૂપાદિ યોગથી જે પ્રાદુર્ભાવ થાય તેને અવતાર કહે છે." અવતાર શબ્દ '**अवतीर्यते इति**' એમ ભાવમાં નિષ્પન્ન કરાય તો પ્રાદુર્ભાવ વાચક થાય અને '**अवतरत्यनेन**' એમ કરણમાં વ્યુત્પન્ન કરાય તો જે રૂપથી પ્રગટે છે તે રૂપનો વાચક થાય. '**तदात्मानं सृजाम्यहम्**', '**आत्मीयेनैव रूपेण जज्ञे**' - એમ સ્વયં પરમાત્મા જ સજાતીય દ્વિતીય રૂપથી પ્રકટ થતા હોવાથી આ અર્થ જ ઉપયોગી સંગત છે. ઉપયોગી અર્થને અનુસારે જ વ્યુત્પત્તિ થાય.

અવતાર તત્ત્વને ખરી રીતે સમજતાં પહેલાં પરમાત્માનું અન્વય સ્વરૂપ અને વ્યતિરેક સ્વરૂપને સમજવું આવશ્યક હોવાથી તે સૌ પ્રથમ જોઈએ.

અક્ષરબ્રહ્મ, ઈશ્વર, જીવ, માયા અને માયાનાં કાર્ય એવા જે બ્રહ્માંડ તેમને વિશે જે પરમાત્માને અંતર્યામી કહેવા ને એકનિયંતાપણે કહેવા તે ભગવાનનું અન્વયપણું છે અને એ સર્વથી (અક્ષરબ્રહ્મ, ઈશ્વર, જીવ, માયા) પૃથક્ પણે કરીને પોતાના ધામને વિશે જે બ્રહ્મજ્યોતિ તેને વિશે જે રહ્યા છે એમ જે કહેવું તે ભગવાનનું વ્યતિરેકપણું છે. ટૂંકમાં, અણુઅણુમાં વ્યાપીને રહેવું તે પરમાત્માનું અન્વયપણું અને પોતાના ધામમાં સાકારમૂર્તિ રૂપે વિરાજમાન તે વ્યતિરેકપણું સમજવું.

પરમાત્માના અવતારો અણુઅણુમાં વ્યાપીને રહેલા અન્વયપણામાંથી થતા નથી પણ પોતાના ધામમાં વિરાજમાન સાકાર મૂર્તિમાંથી થાય છે. આ બાબત ખાસ સમજવા જેવી છે. એટલે કે અવતારમાત્રનું મૂળસ્થાન અક્ષરધામમાં વિરાજમાન પુરુષોત્તમનારાયણ જ છે. જો સર્વવ્યાપક પરમાત્મામાંથી અવતાર

થાય એમ કહીએ તો ઘણા દોષો ઉદ્‌ભવશે. શ્રુતિમાં નિરુપેલું અહમર્થભૂત, સર્વઅંતર્યામીભૂત, વિભુ (વ્યાપક), નિરવયવ, નિર્વિકાર, અચ્યુત, નિત્ય, જ્ઞાનૈકસ્વરૂપ છે. આવું અન્વયસ્વરૂપ વેદોમાં કહ્યું છે. આવા નિર્વિકાર સ્વરૂપમાંથી અવતાર થવો શક્ય નથી, કેમકે અવતાર રૂપોમાં હાથપગ વગેરે અવયવો હોય છે. આવિર્ભાવ-તિરોભાવ (જન્મ-મૃત્યુ), ગમનાગમનાદિ ભાવ (હાલવુંચાલવું) અને મત્સ્ય કૂર્મ વરાહ નૃસિંહાદિ વિચિત્ર ભાવો પણ અનિત્ય વર્ણવ્યા છે. આ બધું સર્વવ્યાપક (અન્વય) સ્વરૂપમાં શી રીતે સંભવે ? જો સંભવે એમ કહીએ તો સર્વવ્યાપક પરમાત્મામાં વિકારપણું વગેરે દોષો આવશે માટે આ અન્વયપણામાંથી અવતાર કોઈપણ રીતે સંભવશે નહીં.

અક્ષરધામનું રૂપ જે સાકાર દિવ્ય છે તે પણ નિત્ય સિદ્ધ હોવાથી તેનો પણ સંભવ ખરી રીતે સંભવે નહીં. જો રૂપાંતર ધાર્યા વિના મૂળરૂપથી જ પૃથ્વી ઉપર અવતાર ધારણ કરે તો પરધામ ખાલી (ઉજ્જડ) થઈ રહે તે લોયા-૧૮ ''પણ જે એ પોતાનું મૂળરૂપ છે તેને તજીને એ અવતારનું ધારણ નથી કરતા'' એમાં કહ્યા પ્રમાણે દ્વિતીયરૂપત્વ અવશ્ય માનવું પડશે, એટલે કે અક્ષરધામના ભગવાન જ અવતાર ધરે છે તેમ છતાં પરરૂપ (અક્ષરધામનાં રૂપ)ની સ્થિતિ એમની એમ જ કાયમ રહે. પંચાળા-૨ ''પછી જીવના કલ્યાણને અર્થે પ્રગટ થયા એવા જે ભગવાન તેના રૂપને સત્ય જાણીને તેનું ધ્યાન કરવું. એમાં કહ્યા પ્રમાણે અવતાર રૂપોની સત્યતા જાણવી. વળી, જો મૂળ દિવ્ય અક્ષરધામનું રૂપ મૂકીને અન્ય કોઈ પ્રાકૃત (માયિક) દ્રવ્યમાંથી થયેલાં અવતાર રૂપોને માનવામાં આવે તો પ્રાકૃતતા (માયિક) સાથે સજાતીયતા આવે. અવતાર રૂપોને તો **'न तस्य प्राकृता मूर्ति-', 'जन्म कर्म च मे दिव्यं'** - એમ કહ્યા પ્રમાણે તથા અંત્ય-૩૧ ''તે જે ધામની મૂર્તિ અને આ પ્રત્યક્ષ શ્રીકૃષ્ણની મૂર્તિ તેમાં અધિક સાદશ્યપણું છે... જેમ ધામની મૂર્તિ ગુણાતીત છે

તેમ મનુષ્યમૂર્તિ પણ ગુણાતીત છે.'' એમ દિવ્ય સદૃશ ગુણાતીત કહેવામાં આવે છે. તેનો વિરોધ આવે. માટે દ્રવ્યથી પણ સજાતીયતા સ્વીકારવી પડે. આ બધો વિચાર કરતાં મૂળ દિવ્યમૂર્તિને લઈને જે સજાતીય દ્વિતીય મૂર્તિ થાય તેને જ અગત્ય અવતાર કહેવા પડે. એમાં તો સર્જનક્રિયા સંભવે નહીં. અવતાર થવો એટલે સર્વવ્યાપક ચેતન પરમાત્મ તત્ત્વ ખસી જાય છે કે, અન્ય (જીવાદિક) આત્મતત્ત્વ આવે છે કે, નવા જ પરમાત્મા નિપજે છે કે, અન્ય જીવાદિ ચેતનનો પ્રવેશ છે ઈત્યાદિ કશું જ કહેવું યોગ્ય નથી. પરંતુ ફક્ત અક્ષરધામની મૂર્તિમાંથી સજાતીય દ્વિતીયરૂપ જ આવે છે એવો સિદ્ધાંત છે. અક્ષરધામની મૂર્તિ જ સ્વયં અહીં પૃથ્વી પર આવતી નથી. પણ તેના જેવી જ બીજી મૂર્તિ અહીં આવે છે તેને અવતાર કહેવામાં આવે છે અને સર્વવ્યાપક પરમાત્માનું સ્વરૂપ પણ અવતાર ધારણ કરતું નથી .

જેમ આપણો (જીવ) અહમર્થ ચેતન આત્મા અણુસરખો સૂક્ષ્મ છે. (આમ અણુ તે જીવનું સ્વરૂપ છે.) અને જેમ અણુ સરખો સૂક્ષ્મ આત્મા એક પછી એક અનંત શરીરોને ધારે છે. (જન્માંતરે) તે સર્વમાં આત્મ તત્ત્વ તો સદા તેનું તે જ હોય છે. ધારવાપણું તો ખરી રીતે શરીરનું જ છે પણ આત્માનું નથી, છતાં શરીરવિશિષ્ટ હોવાથી જીવ થાય છે એવો વ્યપદેશ તો આવે. તેમ પરમાત્મા અનંત અવતાર રૂપોને ધારે છે તે સર્વમાં ચેતન પરમાત્મ તત્ત્વ (ભગવાનો આત્મા)'' તો અનુસ્યુત એનું એ જ રહે છે. ધારવાપણું અવતાર રૂપોનું છે પણ પરમાત્મ તત્ત્વનું નથી. અવતાર રૂપો વિશિષ્ટ હોવાથી પરમાત્મા અવતરે એવો વ્યપદેશ ઘટે છે. ટૂંકમાં, જેમ આત્મા અનેક શરીરો બદલે છે પણ તે બદલાતો નથી તેમ પરમાત્માના અનેક અવતારો થાય છે પણ તેમાં રહેલા ભગવાનનો આત્મા (પ્રરમાત્માતત્વ) એક જ હોય છે.

રામકૃષ્ણાદિક મત્સ્ય આદિકમાં (પરમાત્માતત્વ) એક જ હોય છે. રામમાં જુદું અને કૃષ્ણમાં જુદું એવું સંભવે નહીં.

આ પ્રબંધમાં ઉપરનો તત્ત્વાર્થ અતિસ્પષ્ટ છે-લોયા ૧૮ 'અને તે જ ભગવાન્ મત્સ્ય કચ્છ વરાહાદિક રૂપને તથા રામકૃષ્ણાદિક રૂપને કોઈક કાર્યને અર્થે ધારણ કરે છે, પણ એ જે પોતાનું મૂળ રૂપ છે તેને તજીને એ અવતારનું ધારણ કરતા નથી. **તે જ ભગવાન પોતે અનંત ઐશ્વર્ય ને અનંત શક્તિસહિત જ મત્સ્ય કચ્છાદિક રૂપને ધારણ કરે છે...** જ્યાં જ્યાં મત્સ્ય કૂર્માદિક ભગવાનના અવતારનાં ચિત્રામણ કરે છે, ત્યાં ત્યાં થોડોક મત્સ્ય કચ્છાદિકનો આકાર કરીને પછી તે ઉપર શંખ ચક્ર ગદા પદ્મ વૈજયંતીમાળા પીતાંબર વસ્ત્ર કિરીટ-મુગુટ શ્રીવત્સચિહ્ન ઈત્યાદિક ચિહ્ને સહિત ભગવાનની મૂર્તિને લખે છે, તો જો **'ભગવાનનું રૂપ અનાદિ એવું જ છે'** લોયા ૪ 'શ્રીકૃષ્ણ નારાયણ તો સદા મનુષ્યાકૃતિ છે... અને **તે જ ભગવાન્** ક્યારેક મત્સ્ય કૂર્મ વરાહ નૃસિંહાદિ અનંત રૂપે કરીને ભાસે છે.' લોયા ૧૪ રામાનુજનો એમ મત છે જે... ''પોતાના અક્ષરધામમાં સદા દિવ્યાકાર થકી વિરાજમાન છે **ને સર્વે જે અવતાર તે તેના છે''** વ૨૦ ૨ 'શ્રીકૃષ્ણ પુરુષોત્તમ ભગવાન્ છે તે પોતાના અક્ષરધામને વિષે સદા દિવ્ય સાકાર મૂર્તિમાન રહ્યા છે... **અને તે જ ભગવાન્** રામકૃષ્ણાદિક અવતાર ધારણ કરે છે' અંત્ય ૩૬ 'કલ્યાણનું અસાધારણ સાધન તો એ છે જે પુરુષોત્તમ ભગવાનને બ્રહ્મજ્યોતિના સમૂહમાં અનાદિ સાકારમૂર્તિ સમજવા **અને તેના જ સર્વે અવતાર છે** એમ સમજીને' કારી- ૭ 'અને તે તેજને વિષે દિવ્યમૂર્તિ એવા જે પુરુષોત્તમ ભગવાન્ વાસુદેવ તે અખંડ વિરાજમાન રહે છે **અને તે જ પોતે દિવ્યમૂર્તિ** થકા જીવના કલ્યાણને અર્થે **મનુષ્યાકૃતિએ** કરીને પૃથ્વીને વિષે સર્વ જનને નયનગોચર થઈને વિચરે છે' પ્ર-૫૧ 'અક્ષરાતીત એવા જે પુરુષોત્તમ ભગવાન્... **તે જ કૃપા કરીને** જીવના કલ્યાણને અર્થે

પૃથ્વીમાં સર્વે મનુષ્યને દર્શન આપે છે.' પ્ર-૭૮ 'અક્ષરાતીત અને મનવાણીથકી પર ને અગોચર એવા જે ભગવાન્ **તે જ પોતે કૃપા કરીને...** મૃત્યુલોકનાં સર્વે મનુષ્ય દેખે એવા થાય છે' લોયા ૧ 'અને તે ભગવાનનાં જે અસંખ્યાત ઐશ્વર્ય તેને સમજે જે આ ભગવાન્ જીવોના કલ્યાણને અર્થે મનુષ્ય જેવા જણાય છે પણ **અનંત કોટી બ્રહ્માંડના કર્તાહર્તા છે'** પં. ૭ 'આત્યંતિક પ્રલયને અંતે અક્ષરધામને વિષે જેવું ભગવાનનું સ્વરૂપ **અનંત ઐશ્વર્ય તેજ યુક્ત છે તેવું ને તેવું જ** પ્રત્યક્ષ મનુષ્યરૂપ ભગવાનને વિષે જાણવું... **તે સ્વરૂપને વિષે અને આ સ્વરૂપને વિષે લેશમાત્ર ફેર** સમજતા નથી' મધ્ય ૧૩ 'તે જ ભગવાન્ રામકૃષ્ણાદિક રૂપે કરીને પોતાની **ઈચ્છાથી** જીવોના કલ્યાણને અર્થે યુગ યુગને વિષે પ્રકટ થાય છે.' અંત્ય ૩૧ 'અક્ષરધામ તેને વિષે જે મૂર્તિ છે તે જ મૂર્તિ પ્રત્યક્ષ છે એ બેમાં ફેર નથી' અંત્ય ૩૮ 'એવા જે એ પ્રત્યક્ષ ભગવાન્ તેના સ્વરૂપમાં ને અક્ષરધામને વિષે રહ્યા જે ભગવાન તેના સ્વરૂપમાં કાંઈ ભેદ નથી એ બે એક જ છે' ઉપો૦ પ્રથમ અક્ષરસ્થ દિવ્ય રૂપને વર્ણવીને 'તથા વરાહાદિક અવતાર એ સર્વેના ધરનારા છે... એવા જે શ્રીકૃષ્ણ ભગવાન્ તે જે તે આ જે પોતાનું **સમગ્ર ઐશ્વર્ય તેણે યુક્ત** થકા પૃથ્વીને વિષે... કોસલ દેશને વિષે પ્રગટ થતા હવા.... શ્રીજી મહારાજ જેતે નાના પ્રકારનું ઐશ્વર્ય દેખાડતા હવા' ઈત્યાદિ અનેક વચનામૃતોમાં કોઈ જીવ ઈશ્વર કે મુક્તને આગળ ધરીને નહીં પણ **અક્ષરધામાધિપતિ સર્વોપરી પરંબ્રહ્મ પુરુષોત્તમને** આગળ ધરીને તેમના રૂપની જ **અવતારરૂપતા** અને તે વચ્ચે અત્યંત **અદ્વૈતતા** અને અવતારોની **જ્ઞાનાદિ સમગ્ર ગુણપૂર્ણતા ઐચ્છિકતા પરોપકારપ્રયોજનતા અપ્રાકૃતતા** વગેરે બધી બાબતો સ્પષ્ટ વર્ણવી છે.

કોઈ તો અવતાર ને અક્ષરધામના કોઈ એક અંશમાંથી પ્રગટે છે અને લીન થાય છે. આમ અવતારનો પ્રાદુર્ભાવ અને તિરોધાનને

અક્ષર બતાવે છે તેથી અવતાર અને અક્ષરધામના અધિપતિ પુરુષોત્તમ નારાયણને કોઈપણ સંબંધ જ નથી એમ જણાવે છે. ઘણાં અર્ધજ્ઞાનવાળા મનુષ્યો અવતારોની ગણતરી મુક્તકોટીના આત્મા કરતાં પણ ઉતરતી માને છે. આમ અવતાર - દ્રોહી અવતારોને સામાન્ય **જીવાત્મા કરતા પણ** નીચે ઉતારી પાડવાની વૃત્તિ ધરાવે છે. કોઈ તો અવતારને પ્રકૃતિપુરુષ સાથે સંબંધ છે એમ કહે છે. એટલે કે અવતાર માત્ર પ્રકૃતિપુરુષમાંથી થાય છે. અને અંતે તેમાં લીન થાય છે. પ્રકૃતિ એટલે માયા, માયા તો જડ છે. તો અવતાર તેમાંથી કેવી રીતે અવતરે એ પ્રશ્ન ઉપસ્થિત થશે ? પ્રકૃતિના અધિષ્ઠાનરૂપ પુરુષ તો મુક્તો કે જે આત્મા છે માટે આ મત પ્રમાણે અક્ષરધામના અધિપતિ પરમાત્મા તેમના પછી તેમના મુક્તો પછી પ્રકૃતિપુરુષ અને તેમાંથી રામ-કૃષ્ણાદિક અવતારોને અવતરવું બતાવે છે. એમનો અભિપ્રાય એવો છે કે, અવતાર અને અક્ષરધામના અવતારીને કોઈપણ નાહવા-નિચોવવાનો સંબંધ નથી. પણ આ મતો સંપ્રદાયનાં મુખ્ય શાસ્ત્ર વિરુદ્ધ છે. માટે ગ્રહણ કરવા યોગ્ય નથી. કૃષ્ણ ભગવાનનો દેહ શ્યામ કેમ છે ? કેમકે પ્રકૃતિ શ્યામ (કાળી) છે. માટે તેમના શરીરનો રંગ શ્યામ છે એમ પણ જણાવવાનું બાકી રાખ્યું નથી. શિક્ષાપત્રી કે જે ભગવાન સ્વામિનારાયણે જાતે લખી છે, શ્લોક-૨૦૯માં પોતાનું સ્વરૂપ છે. અને તેને પરમ આદર થકી માનવાની કહી છે. શ્લોક-૨૦૭ પ્રમાણે આ શિક્ષાપત્રી પ્રમાણે જે નહીં વર્તે તે સંપ્રદાયની બહાર છે એમ સ્વમુખે કહ્યું છે. આમ, જેને પોતાના ઈષ્ટદેવ માની ભજે છે, જેને સર્વોપરી માને છે તે જ પરમાત્માની લખેલી શિક્ષાપત્રીને જ નથી માનતા. આ વાત તો "જીભે પગ મૂકવા" જેવી વાત છે. શિક્ષાપત્રી શ્લોક-૧૦૮–૧૧૨ પ્રમાણે જે અંતર્યામિ જે ઈશ્વર તે કયા તો પરંબ્રહ્મ પુરુષોત્તમ - એવા જે શ્રીકૃષ્ણ ભગવાન (સ્વામિનારાયણ) તે ઈશ્વર છે અને તે શ્રીકૃષ્ણ જે તે આપણા ઈષ્ટદેવ છે, તે ઉપાસના

કરવા યોગ્ય છે અને સર્વ અવતારના કારણ છે. આમ, '**सर्वाविर्भाव कारणम्**' સર્વ અવતાર અક્ષરધામના અધિપતિ ભગવાન શ્રીસ્વામિનારાયણના જ છે અને "અવતારમાત્ર તેમાંથી થાય છે. તેમાં લીન થાય છે. મધ્ય-૧૩ વ.મૃત પ્રમાણે" અક્ષરધામના અધિપતિ સ્વામિનારાયણ ભગવાન રાધિકાજીએ યુક્ત હોય, ત્યારે રાધાકૃષ્ણ એવે નામે જાણવા. અને જ્યારે લક્ષ્મીજીએ યુક્ત હોય, ત્યારે લક્ષ્મીનારાયણ નામે જાણવા અને જ્યારે નર (અર્જુન) એ યુક્ત હોય, ત્યારે નર-નારાયણ એવે નામે જાણવા. શિ. શ્લોક-૧૦૯, ૧૧૦, વ.મૃત. વર. ૧૮ પ્રમાણે કાર્ય, નામરૂપ વગેરે ભેદે કરીને ભગવાનના સ્વરૂપમાં ભેદ ક્યારે સમજવો નહીં. આમ, શ્રીજી મહારાજ પોતે અવતાર અવતારી વચ્ચે અભેદ સંબંધ બતાવે છે. એટલે કે અવતારીમાંથી અવતરે તે જ અવતાર, માટે અવતાર અવતારી એવો ભેદ માનવો યોગ્ય નથી. બધા અવતાર અક્ષરધામમાં રહેલ પુરુષોત્તમમાંથી જ થાય છે અને તેનું ધ્યાન-ઉપાસના કરવાથી તે ધામની પ્રાપ્તિ થાય છે. શિ. શ્લોક-૧૧૫ પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાનને તેમના રામ-કૃષ્ણાદિક અવતારો ધ્યાન કરવા યોગ્ય કહ્યા અને તેમના અંતર્ધાન થયા પછી પણ તેમની પ્રતિમા પણ ધ્યાન કરવા યોગ્ય કહી છે. તેમની ઉપાસનાથી અક્ષરધામની પ્રાપ્તિ થાય છે. ઉપરનાં વચનોનાં આધારે અવતારને જીવ કે મુક્ત આદિક કોટીમાં ગણવાની કલ્પિત માન્યતાનું ખંડન થઈ ગયું. આ જ શ્લોકમાં કહ્યું છે કે, ભગવાનનો ભક્ત, જીવ કે બ્રહ્મવેત્તા હોય પણ ધ્યાન કરવા યોગ્ય નથી ઘણા અલ્પ બુદ્ધિવાળા મનુષ્યો રામ-કૃષ્ણાદિક અવતારને મુક્ત કે બ્રહ્મવેત્તામાં ગણાવે છે. તો શિ. શ્લોક ૧૧૫ પ્રમાણે તેમનું ધ્યાન ન થાય પરંતુ એ જ શ્લોકમાં રામ-કૃષ્ણાદિક અવતારનું ધ્યાન કરવાનું કહ્યું છે. માટે રામકૃષ્ણાદિક અવતાર કોઈ જીવ-મુક્ત નથી પણ અક્ષરધામના પરમાત્માનું જ બીજું સજાતીય રૂપ છે. માટે ભગવાને વ.મૃતમાં કહ્યું

છે કે, અક્ષરધામની મૂર્તિમાં ને આ મૂર્તિમાં (પૃથ્વી ઉપર અવતારેલા)માં કોઈ ભેદ ન જાણવો. (આનો વિસ્તાર અન્ય શાસ્ત્રમાં પણ ઉપલબ્ધ છે).

## અવતારોની ધ્યેયતા અને મોક્ષપ્રદાતા

અવતારો એ બીજા કોઈ નહીં પણ અક્ષરધામની મૂર્તિનું સજાતીય બીજું રૂપ છે. આમ જેમ ધામનું રૂપ દિવ્ય અને કલ્યાણકારી છે તેવી જ રીતે ધરા ઉપર થયેલા રામકૃષ્ણાદિક અવતારોનું પણ ધ્યાન ઉપાસના કરવાથી મોક્ષ થાય છે.

કોઈ અવતાર દ્રોહી તો શ્રી સ્વામિનારાયણ ભગવાન આ ધરા ઉપર અવતાર લીધો, ત્યારે રામકૃષ્ણાદિક અવતારો તથા તેમના ભક્તો પોતાની ખોટ કાઢવા માટે સ્વામિનારાયણ ભગવાન ભેળે જન્મ્યા અને સ્વામિનારાયણ ભગવાને પોતાનાં સ્વરૂપનું જ્ઞાન તથા ઉપાસના સમજાવી રામકૃષ્ણાદિક અવતારોને તથા હનુમાન આદિક ભક્તોને પોતાના અક્ષરધામમાં લઈ ગયા, આવી કલ્પિત વાતો જોડી કાઢી છે. જે સ્વામિનારાયણ ભગવાનનાં નામને આગળ ધરીને વાત કરે છે તે જ પરમાત્માનાં વચનો જોઈએ જેથી સાચી વાતનો ખ્યાલ આવે. વચનામૃત મધ્ય-૩૧ "અને ભગવાનના અવતાર જે રામકૃષ્ણાદિક તેની ઉપાસના કરે, ત્યારે મુક્તિ થાય." પ્રથમ-૭૮ "મત્સ્ય કચ્છ વરાહ વામન પરશુરામ અને રામકૃષ્ણાદિક એ જે ભગવાનના અનંત અવતાર તેનો મહિમા વિચારે જે, જે ભગવાને રામકૃષ્ણાદિ અવતારે કરીને અનંત જીવોનો ઉદ્ધાર કર્યો છે." મધ્ય-૧૮ "પુરુષોત્તમ ભગવાન તેના જે અવતાર દેવમનુષ્યાદિકને વિશે થાય છે તેને વિશે પતિવ્રતાના જેવી અનન્યપણે નિષ્ઠા રાખવી." વડતાલ-૧૦ "રાજારૂપ જે શ્રીકૃષ્ણાદિક ભગવાનના અવતાર તેનાં ઓગણચાલીસ લક્ષણો કહ્યાં છે... સાધુરૂપ જે દત્તાત્રેય કપિલાદિક ભગવાનના અવતાર તેનાં ત્રીસ લક્ષણ કહ્યાં છે. માટે જેને પોતાનું

કલ્યાણ ઇચ્છવું તેને લક્ષણે કરીને ભગવાનને ઓળખીને ભગવાનને શરણે થવું. (માટે અવતારથી કલ્યાણ કહ્યું) સત્સંગીજીવન પ્રકરણ-૩, અધ્યાય-૪૧માં અક્ષરધામનું વર્ણન કરીને અંતે આ ધામને પ્રાપ્ત કરવું હોય તો રામકૃષ્ણાદિક અવતારની ભક્તિ કરવાની કહી છે. આવાં અનેક પ્રમાણો સંપ્રદાયનાં શાસ્ત્રોમાં છે. શિક્ષાપત્રી શ્લોક-૨૯ પ્રમાણે અવતારનું ખંડન કરતાં શાસ્ત્ર માનવા તેમજ સાંભળવાની શ્રીજી મહારાજની સ્પષ્ટ ના છે. આમ અવતારોની ઉપાસના કરવાથી અનેક ભક્તોનાં કલ્યાણ થઈ ગયાં છે અને હજુ પણ થાય છે એવા રામકૃષ્ણાદિક અવતારનું કલ્યાણ નથી થતું તે કહેવું નરી મૂર્ખતા છે અને શ્રીજી મહારાજે પ્રમાણિત કરેલા સતશાસ્ત્રના સિદ્ધાંતથી જુદો કલ્પિત મત છે.

## અવતાર અને અવતારી વચ્ચે અભેદ સંબંધ

સૌ પ્રથમ અવતાર કોને કહેવાય ? અવતારી કોને કહેવાય ? એ પ્રશ્ન ઉપસ્થિત થશે. તત્ત્વત્રય ગ્રંથમાં અક્ષરધામમાં રહેલા મૂળરૂપને ખરી રીતે પરતર (અવતારી) કહેવાય અને અવતાર એટલે અવતારીનું અવતરવું એ જ અવતાર છે. માટે તદ્રૂપ વિશિષ્ટ હોવાથી પરમાત્માનાં સ્વરૂપને પણ અવતારી કહેવાય. આમ અવતારીમાંથી જ અવતાર સંભવે. ભગવાન શ્રી સ્વામિનારાયણ સ્વમુખે વચનામૃત મધ્ય-૧૩માં "પુરુષોત્તમમાંથી અવતારો થાય છે." મધ્ય-૩૧માં "આકૃતિમાંથી (અક્ષરધામની) તે પોતે અવતાર ધારે છે." એમ સ્વમુખે કહે છે. અવતારો શક્તિ, ઐશ્વર્ય આદિ સમસ્ત આત્મગુણો એ સંપન્ન હોવાથી અને દિવ્યાકાર અક્ષરધામાધિપતિ પરમાત્મા થકી જુદા ન હોવાથી અવતારોને પણ અવતારી કહી શકાશે.

જેમ અક્ષરધામાધિપતિ પરમાત્મા જ્ઞાન, શક્તિ, ઐશ્વર્યાદિ ગુણોએ સંપન્ન હોય છે તેમ અવતારો પણ સંપૂર્ણ ઐશ્વર્યાદિક

ગુણોએ સંપન્ન જ હોય છે. જેમ ધામનું રૂપ દિવ્ય દ્રવ્યનું છે તેમ અવતારરૂપ પણ દિવ્ય દ્રવ્યનું છે. જેમ પરરૂપનાં સૌંદર્ય આદિ ગુણો આહ્લાદક આકર્ષક છે તેમ રામકૃષ્ણાદિક અવતાર રૂપોનાં પણ છે. આ દૃષ્ટિએ દેખીએ તો ધામનાં રૂપમાં અને રામકૃષ્ણાદિક અવતાર રૂપોમાં અંતરાત્માપણે રહેલા પરમાત્મ સ્વરૂપમાં કોઈપણ પ્રકારે આત્મા કે રૂપ કે ગુણથી ભેદ કહી શકાય નહીં. ભેદ કહેવામાં કોઈ વ્યાજબી કારણ નહીં હોવાથી બહુ બહુ વિચારીને છેવટે સર્વશાસ્ત્રો લોયા-૧૪ ''અવતાર અવતારી ભેદ નથી.'' લોયા-૧૧ ''પણ ભગવાનની મૂર્તિઓમાં ભેદ નથી.'' એમ અભેદ (જુદા નહીં)માં તાત્પયાર્થ લઈ જાય છે. સ્મૃતિઓમાં કહે છે કે, રામકૃષ્ણાદિક સમગ્ર રૂપો સર્વદા જ્ઞાનાદિ ગુણ પરિપૂર્ણ છે અને સર્વ પ્રકારે સમાન છે અને અણુમાત્ર ધામનાં રૂપ થકી જુદાં નથી. તથાપિ મંદોની દૃષ્ટિની અપેક્ષાએ આ પર છે. આ અપર છે એમ ઋષિઓ પણ કહે છે, પરંતુ આ તો અભક્તોને મોહ ઉપજાવવા માટે છે પણ વસ્તુતાએ નહીં. આથી ભેદને માનનારાને મંદ અભક્તો જણાવ્યા છે. અવતારભૂત શ્રીકૃષ્ણ, શ્રીહરિને તેમજ ''**अवतारी रघुत्तम**-'' એમ શ્રીરામને અને બીજા નરનારાયણને નૃસિંહાદિકને પણ અવતારીપણે નિરૂપ્યા છે. સત્સંગીજીવન પ્રકરણ-૩ અધ્યાય-૨૯ કે જે અવતાર અવતારીનું સ્વરૂપાદ્વૈતપણું સાર્થક રીતે વર્ણવ્યું છે. શ્રી સ્વામિનારાયણ ભગવાને પરંબ્રહ્મનું અક્ષરધામસ્થ દિવ્ય રૂપ વર્ણવીને પછીથી અક્ષરસ્થ દિવ્યાકૃતિ અને ભૂમિસ્થ મનુષ્ય આકૃતિમાં કિંચિત પણ ભેદ નહીં સમજવારૂપ વૈષ્ણવાચાર્યોનો સત્યસિદ્ધાંત કહીને પછી ઘણી યુક્તિ-પ્રયુક્તિવાળી કૃષ્ણકથાઓથી બંનેની અત્યંત અભિન્નતા સવિસ્તાર કહી છે. મૂળ દિવ્યાકૃતિ અને મનુષ્ય આકૃતિ (અવતાર)ની એકતા સકારણ કહીને તે **બંને વચ્ચે ભેદને જાણનારને અજ્ઞાની અને અભેદને જાણનારને જ્ઞાની કહીને ભગવાનનાં** જન્મ, કર્મો,

વિગ્રહને દિવ્ય નહીં જાણતાં પ્રાકૃતપણે જાણનારા અને અક્ષરસ્થ દિવ્યાકાર અને મનુષ્યાકારને જુદા જુદા જાણનારને અસુરો સમજવાનું કહે છે. આ રીતે આખા અધ્યાયમાં અક્ષરેશ પરમાત્મા શ્રીકૃષ્ણના જ અવતારો અને અવતાર અવતારીનો તત્ત્વથી અભેદ અને એમ માનીને અવતારોનું ઉપાસન કરવાથી મુક્તિ વગેરે જ્ઞાતવ્ય બાબતોનું સમર્થન કર્યું છે. આ બાબત સમાન ન્યાયે સર્વાવતાર સાધારણ સમજવી.

ગુરુપરંપરા પ્રાપ્ત આ અર્થ (અવતાર અવતારી વચ્ચે અભેદ સંબંધ) શાંડિલ્યસૂત્રનાં ભાષ્યમાં પંડિતપ્રવર નિત્યાનંદમુનિએ આ રીતે અનુવર્ણવ્યા છે. (અવતાર અને અવતારી આ શબ્દો અપેક્ષાબુદ્ધિવાળા છે. તો કેના અવતારી અને કોના અવતારો ? અને એ બે વચ્ચે ભેદ કેવો ? અને અવતારો એ શું તત્ત્વ ? અને પરસ્પર ભેદ કેવો ? અને અવતારીની પેઠે અવતારોની ધ્યેયતા મોક્ષપ્રદાતા શાથી ? એ બાબત તત્ત્વતઃ પ્રથમ સમજવાની છે.) અર્થ એવો છે કે, અવતારોમાં અવતારીનું ઐશ્વર્ય જે જ્ઞાન શક્ત્યાદિ અને કાર્ય જે મોક્ષપ્રદત્વાદિ અસાધારણ છે તે જોવામાં આવે છે. અવતારોનો અવતારી સ્વરૂપથકી ભેદ નથી. મત્સ્યાદિક અવતારોમાં વધારે કે ઓછું ઐશ્વર્ય જોવાય છે તેથી તેઓ જુદાજુદા હોવા જોઈએ એમ પણ નથી કેમકે જેટલું પ્રયોજન હતું તેટલું જ ઐશ્વર્ય તેઓ પ્રકાશે (બતાવે) છે. એ ઉપરથી એમાં ઐશ્વર્ય ન હતું એવું કદાપિ કહેવાય નહીં.

ઘણા અભણ અણસમજુ નિત્યાનંદ સ્વામીનું નામ આગળ ધરીને કલ્પિત વાત કરે છે કે, મહારાજે પ્રથમ નિત્યાનંદ સ્વામીને પોતાનું પુરુષોત્તમપણું કહેલું. જ્યારે સત્સંગીજીવન ગ્રંથ કર્યો ત્યારે ઉપાસનાનો પ્રસંગ આવ્યો તેમાં સ્વામિનારાયણ ભગવાન અને શ્રીકૃષ્ણને એક જ કહેવા લાગ્યા. શ્રીજી મહારાજ તો શ્રીકૃષ્ણનો જ અવતાર છે આવી વાતો સભામાં થતી હતી, ત્યારે નિત્યાનંદ સ્વામી

કહે છે : બાદશાહને કંઈ ચાકરની ઉપમા દેવાય ? ન દેવાય. એવી રીતે સાત દિવસ સુધી કજિયો ચાલ્યો અને શ્રીજી મહારાજે સાત દિવસ સુધી નિત્યાનંદ સ્વામીને વિમુખ પણ કરેલા વગેરે કલ્પિત વાતો ગોઠવી કાઢી છે અને અંતમાં એમ પણ કહ્યું છે કે, શ્રીજી મહારાજ નિત્યાનંદ સ્વામીની સર્વોપરી ઉપાસના જોઈને ખુશ થઈને તેમને હાર પણ પહેરાવેલો વગેરે બંડ વાતો નિત્યાનંદ સ્વામીના નામે ગોઠવેલી જણાય છે. કારણકે નિત્યાનંદ સ્વામીએ પોતે સ્વહસ્તે રચેલા ગ્રંથોમાં તો શ્રીકૃષ્ણના જ બીજા અંવતાર શ્રી સ્વામિનારાયણ ભગવાને કહ્યા છે. શ્રી હરિદિગ્વિજયમાં વડોદરાની સભામાં શ્રીકૃષ્ણનો જ બીજો અવતાર શ્રી સ્વામિનારાયણ ભગવાનને કહ્યો છે અને શાંડિલ્યસૂત્રમાં તો એમ લખ્યું છે કે, સર્વ અવતારના કારણ અવતારી શ્રીકૃષ્ણની ભક્તિ પરમ મોક્ષને આપનારી હોવાથી શ્રીકૃષ્ણની ભક્તિ એ જ પરાભક્તિ છે. અવતાર અવતારી બંનેની ભક્તિ પરા શાથી ? તો જે ભગવદ્ અવતારો છે તે જીવોનાં જન્મમરણની નિવૃત્તિ કરવા અને અવ્યયી સુખ આપવા પ્રાદુર્ભાવ્યા છે. અને વળી અવતાર અવતારીનું ઐક્ય છે (એક જ છે). આ રીતે અવતાર અવતારીનું ઐશ્વર્ય આદિક ગુણથી અને મોક્ષપ્રદત્વાદિ કાર્યથી ઐક્ય અને તેથી અવતારોની પણ ભક્તિથી મોક્ષપ્રાપ્તિનું સમર્થન કર્યું છે. આથી અવતારોની પરરૂપ સાથે સમતા જણાવી છે. આમ, નિત્યાનંદ સ્વામી શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિથી જ કલ્યાણ થાય અને તેમને જ સર્વોપરી વગેરે કહે છે. તેમ છતાં ઘણા અભણ અણસમજુ નિત્યાનંદ સ્વામીનું નામ આગળ કરી શ્રીકૃષ્ણને (ચાકર) નોકરની ઉપમા આપે તે તેમની અજ્ઞાનતા સ્પષ્ટ જણાઈ આવે છે. નિત્યાનંદ સ્વામી ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીકૃષ્ણને ચાકર કહે જ નહીં માટે મુમુક્ષુઓએ આવી કલ્પિત વાતોનો વિશ્વાસ કરવો નહીં. નિત્યાનંદ સ્વામી તો અવતાર અને અવતારી વચ્ચે કોઈપણ ભેદ છે જ નહીં એમ જણાવે છે.

# અવતારોમાં સામર્થિ અધિક ન્યૂન કેમ ?

અવતાર અને અવતારી વચ્ચે અભેદ સંબંધ પ્રતિપાદન કર્યો, ત્યારે એક પ્રશ્ન ઉપસ્થિત થશે કે, અવતારો એ અવતારીનું દ્વિતીયરૂપ છે. તે અવતારોમાં અવતારી જેટલાં જ્ઞાન, શક્તિ, ઐશ્વર્ય આદિક સામર્થિ હોય છે. તો પછી પરમાત્માના અવતાર વરાહ રામકૃષ્ણાદિકમાં સામર્થિ કેમ ઓછી વધુ જોવામાં આવે છે. આના ઉત્તરમાં એમ જ કહી શકાશે કે, અવતારો પાસે અવતારી જેટલી જ સામર્થિ હોવા છતાં પણ સ્વેચ્છાથી કારણવશાત્ પ્રગટ કરતા નથી. આનો અર્થ વચનામૃત- પ્રથમ-૬૩ ''પોતાનું જે આવું ઐશ્વર્ય અને તેજ તેને પોતામાં સમાવીને જીવને કલ્યાણને અર્થે મનુષ્ય જેવા થાય છે.'' પ્રથમ-૭૮ ''અલૌકિક સામર્થિને પ્રગટ કરે નહીં.'' પંચાળા-૪ ''પોતાનો દિવ્યભાવ છે તેને છુપાવી રાખવો તે ઉપર જ પોતાની દૃષ્ટિ રહે છે.'' કારિયાણી-૫ ''અને પોતાની સામર્થિને છુપાવીને તે ભક્ત સંગાથે પુત્રભાવે વર્તે છે અથવા સખાભાવે વર્તે છે.'' ઈત્યાદિ સત્સંગી પ્રકરણ-૪ અધ્યાય-૩૬માં મુક્તાનંદ મુનિએ **છત્ર શબ્દનો અર્થ કરવાને પ્રસંગે બહુ સારી ઘટાવી છે તેના થકી જાણવી.** અવતાર રૂપો સર્વગુણપૂર્ણ છે. પણ મૂઢ અસુર લોકો તે જાણતા નથી. મહાત્મા ભક્તજનો જ જાણે છે. આમ સામર્થિ કેટલી ક્યાં પ્રગટ કરવી, ક્યાં ન કરવી એ તો અવતારોની ઈચ્છા પર અવલંબે છે. આવા જ્ઞાનને ન જાણતાં મૂઢ લોકો જો અવતારોની સામર્થિ જોઈને અવતારોને નાના-મોટા કહે તો તે મૂર્ખતા જ છે. ઘણા અજ્ઞાની અબુધ મનુષ્યો તો ત્યાં સુધી નિંદા કરતાં અટકતાં નથી કે, શ્રીકૃષ્ણ ભગવાને ચાર-પાંચ જીવોનાં કલ્યાણ કર્યાં. કપિલ ભગવાને એક જીવનું અને દત્તાત્રેયે બે જીવનું જ્યારે શ્રીજી મહારાજે કરોડો જીવનાં કલ્યાણ કર્યાં માટે બીજા રામકૃષ્ણવાદિક અવતારો ગૌણ અને કનિષ્ઠ છે. આમ, તેની પાર વિનાની નિંદા

કરતાં પણ અચકાતા નથી. તે વાતો ઉપરોક્ત સંપ્રદાય ગ્રંથનાં પ્રમાણોને આધારે ખોટી થઈ જાય છે. જેટલી સામર્થિ શ્રી સ્વામિનારાયણ ભગવાનમાં હતી તેટલી જ સામર્થિ તેમના રામકૃષ્ણાદિક અવતારોમાં પણ હતી. જેવું કાર્ય હોય તેવું અવતારો સામર્થિ પ્રગટ કરે છે. રામકૃષ્ણાદિક અવતારોનું મુખ્ય પ્રયોજન અસુરોનો નાશ કરી ધર્મનું સ્થાપન કરવાનો હતો, જ્યારે શ્રીજી મહારાજનો હેતુ તો જીવનાં કલ્યાણ થાય તે માટે હતો, તેથી તેમણે પારાવાર સામર્થિ પ્રગટ કરી. કુસંગી, સત્સંગી, અધમ વગેરે જીવોને સમાધિ કરાવી હતી, મંદિરો બનાવ્યાં, શાસ્ત્રોની રચના કરી, આચાર્યોની સ્થાપના કરી. આમ જીવનાં કલ્યાણ માટે ધોરી માર્ગ સ્થાપન કર્યા. આમ જેવું કાર્ય તે પ્રમાણે અવતારો પોતાની સામર્થિ પ્રગટ કરે છે. અને જેને જે અવતારો મળ્યા તેની પતિવ્રતાભાવથી ભક્તિ-ઉપાસના કરી છે. તેમનું કલ્યાણ તે અવતારોએ કર્યાની વાત શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. જેમ કોઈ કરોડપતિ માણસ હોય તેમને લાખ રૂપિયાની વસ્તુ ખરીદવી હોય તો તે લાખ રૂપિયા જ ચૂકવશે, તેથી શું તેમની પાસે કરોડ રૂપિયા નથી ? શું કરોડ રૂપિયા વાપરવાથી જ તે કરોડપતિ કહેવાશે ? આ દૃષ્ટાંત વિચારવા જેવું છે.

## નટનું દૃષ્ટાંત

અવતાર અવતારીની અનન્યતા (એકતા) અને અવતાર પ્રકાર સમજવા માટે શાસ્ત્રોમાં નટનું દૃષ્ટાંત આપ્યું છે. તે બહુધા બંધબેસતું છે. જેમ નટ હોય તે વિવિધ વેષો ભજવે છે. રાજાનો, સિપાઈનો, વાણિયાનો, શાહુકારનો વગેરે. તેમાં આત્મા કે તેનું શરીર (રૂપથી ભેદ નથી). એનું એ જ આત્માસ્વરૂપ અને રૂપ છે. જે અપૂર્વ આકાર (વેષ) એ જ ભાસે છે. એટલે કે જુદાં જુદાં પાત્રોમાં તે પ્રમાણે વેષ નટ પહેરે છે તેમ અવતાર રૂપોને ધારે છે. તેમાં પરમાત્મામાં આત્મા કે રૂપથી ભેદ નથી એનું એ જ સ્વરૂપ છે અને

એનું એ જ રૂપ છે. પરંતુ કંચુકવત્ નવા જે આકારો મત્સ્યાદિક કાર્યોપયોગી ધાર્યા હતા તે કાર્યની સમાપ્તિ થતાં તેનો ત્યાગ કરી દે છે. અપૂર્વ આકારનો જ આવિર્ભાવ-તિરોભાવ છે. પણ મૂળ અક્ષરધામનાં રૂપ કે આત્માનો નહીં. મધ્ય-૧૩ "પુરુષોત્તમમાંથી અવતાર થાય છે અને લીન થાય છે." તેનો અર્થ મળતો જાણવો. ભાગવત્ સ્કંધ-૧ અધ્યાય-૧૫ની ભક્તરંજની ટીકામાં "જેમ નટ નાટ્ય કરવામાં ઉપયોગી વેષાંતરને ધારીને તેનું ફળ સિદ્ધ થતાં તેનો ત્યાગ કરીને પોતાનાં અસલ રૂપથી રહે છે તેમ ભગવાન પણ પ્રયોજનોપયોગી મત્સ્યાદિક રૂપોને ધારીને તેનું ફળ સિદ્ધ થતાં તેનો ત્યાગ કરીને પોતાનાં મૂળરૂપથી રહે છે."

ઉપર પ્રમાણે અવતાર અવતારીનો અભેદ સિદ્ધ થાય છે. છતાં જો આગ્રહ આત્યંતિક વાસ્તવિક ભેદ કહેવામાં આવે તો અવતારોનો પાંચ અનાદિ (જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ અને પરબ્રહ્મ) તત્ત્વ પૈકી કેમાં સમાવેશ કરવો ? એ વિચારવાનું આવે. પરબ્રહ્મ સિવાય બીજા જીવાદિકમાં સમાવેશ કરાય તો **'नतु जीवा नृदेवाद्या भक्ता ब्रह्मविदोऽपि च'** શિક્ષાપત્રી શ્લોક-૧૧૫માં કહ્યા મુજબ અવતારોની પણ અધ્યેયતા અને અમોક્ષપ્રદાતા અવશ્ય આવે. આ તો અતિશય અનર્થ પરિહાર્ય આવે. પરરૂપ તો આપણને અગોચર છે એ જ જ્યારે અવતાર રૂપથી અહીં ગોચર થાય, ત્યારે આપણા ધ્યાન આરાધનમાં આવે એવું જ અવતાર પ્રયોજન કારિયાણી-૫માં શ્રીમુખે કહ્યું છે.

## અવતાર ભેદો ?

સંપ્રદાયનાં મુખ્ય શાસ્ત્રોમાં અવતારો મુખ્ય-ગૌણ આદિક નામનિર્દેશ સાથે વ્યક્તિથી જણાવ્યા નથી. તથાપિ કોઈ પ્રાચીન કે અર્વાચીને તેવા ભેદો કહ્યા હોય તો તે પણ તત્ત્વવિમર્શ કરતા ઔપાધિક છે એમ પોતે જ છેવટે નિરૂપે છે. કદાચ કોઈ અવતારને

ગૌણ કહ્યો હોય એ ઉપરથી રામકૃષ્ણાદિ અવતાર માત્રને ગૌણ ગણાય તો સ્વયં અવતાર કોઈ થતો જ નથી એવું રોકડું મીંડુ જ નાસ્તિકવત્ વાળવું પડે. એ તો ગીતાદિક સર્વ શાસ્ત્ર વિરુદ્ધ છે. અમુક અવતારમાં કલ્પભેદથી મુખ્ય ગૌણની વ્યવસ્થા કોઈ સ્થળે આવે છે ઠીક છે. કોઈ જીવમાં પ્રવેશીને અમુક ઐશ્વર્ય ગુણનો આવિષ્કાર કરે છે તેને ગૌણ કે આવેશ અવતાર કહે છે. કોઈ સ્થળે કળા, અંશ ઈત્યાદિ ભેદો કહ્યા હોય તો તે પણ સમગ્ર ઐશ્વર્ય હોવા છતાં ગુણ ઐશ્વર્યના આવિષ્કારનાં તારતમ્યને લીધે કહ્યું છે એમ સમજવું ઘટે. ગુણ ઐશ્વર્ય જીવાદિકનું નથી પણ પરમાત્માનું છે અને આવિસ્કર્તુત્વ પણ તેમનું જ છે એ મુખ્ય મુદ્દો જાણવાનો છે.

કોઈ અવતારોમાં અન્યોન્ય ચેતનનો અવભાસ હોય એવું આચરણ દેખાતું હોય તે તો લોકશિક્ષણ કે લીલાદિ પ્રયોજનવાળું સમજવું. કોઈ સ્થળે મૂળરૂપની અવતારોએ સેવ્યતા કહી હોય તો તે પણ અવતારોએ મૂળરૂપના અંશ હોવાથી ઘટે છે એ પણ એક લીલા જ છે.

જેમ રામાદિ મનુષ્યભાવ, જેમ સાધુરાજભાવ, જેમ મત્સ્યકચ્છાદિભાવ ઈચ્છાકૃત છે તેમ ગૌણભાવ પણ ઈચ્છાકૃત છે પણ એમાં બીજો કોઈ કર્માદિક હેતુ નથી. જ્યાં જ્યાં આવું વર્ણન છે ત્યાં ત્યાં સર્વત્ર પરમાત્માની ઈચ્છા એ જ આગળ ઘટે છે. ઈચ્છાકૃત વસ્તુમાં આ મુખ્ય છે, આ ગૌણ છે એવો નિતાંત નિર્ણય કરવો એ પણ મહામૂર્ખતાભર્યો વિવાદાસ્પદ અને કલેશાસ્પદ છે. કેમ કે જેને કોઈ ગૌણ કે મુખ્ય માનતો હોય તેને બીજો કોઈ મુખ્ય કે ગૌણ માનતો હોય. કથાઓ અને દલીલો પણ એવી અવળાસવળી બહુ મળી આવે. ઉપરની સ્થિતિ હોવાથી અવતારોમાં મુખ્ય ગૌણાદિક ભેદ નિશ્ચિત શી રીતે કહી શકાય. તત્ત્વતઃ ભેદ કહેવામાં એવો કોઈ અસાધારણ ધર્મ પણ નથી. એમ હોવાથી શ્રીહરિ લોયા-૧૪માં ફક્ત રુચિભેદને કહે છે. અને પંચાળા-૬માં અમુકે થોડી શક્તિ

જણાવી એમ કહે છે પણ ન હતી કે ન્યૂન હતી એમ કહેતા નથી. **'यावत्प्रयोजनमूश्वर्यस्य प्रकाशनात्'** એવો મુદ્દો કહે છે. કાર્યવિશેષથી શ્રીકૃષ્ણાદિકની વિશિષ્ટતા જણાવી છે. એ ઉપરથી પણ તત્ત્વભેદ તો સાધી શકાય નહીં. અલૌકિક અપૂર્વ અદ્‌ભુત કાર્ય વિશેષ તો, **'मात्स्यं रूपमलौकिकं' 'सर्वास्तास्तनवस्तवाखिलनिजः श्वर्येण युक्ताः सदा। चक्राद्यायुधदर्शितातिमहसः सन्ति प्रतापश्रुताः'** ઈત્યાદિક શ્રૃતિ ભાગોમાં શ્રીહરિએ મત્સ્ય નૃસિંહાદિકમાં પણ વર્ણવ્યો છે. અવતારો એ પરબ્રહ્મનાં શુદ્ધ શરીરો હોઈને તેમાં વિચિત્ર કાર્ય વિશેષને કરનારું તો અહમર્થ વિભુ સર્વકર્તા ચેતન પરમાત્મા તત્ત્વ એક જ અનુસ્યુત છે. એ નિર્વિવાદ વાત છે. એનું જ અસાધારણ ઐશ્વર્ય અવતાર રૂપો દ્વારા ઈચ્છા મુજબ પ્રકાશે છે. સર્વશક્તિ ઐશ્વર્યશાળી પરમાત્મસ્વરૂપ છે એમ હોવાથી સર્વ અવતારોમાં સર્વ ઐશ્વર્યશાળી પરમાત્માની ઐક્ય ભાવના રાખવી ઘટે. ખરું તો એ છે કે, ઉપાસકોને એવી ચર્ચાની જરૂર પણ નથી પણ જેને જે મળ્યા હોય તેને તે ઉપાસે.

## દેવકીનંદન શ્રીકૃષ્ણ અવતારની સકારણ શ્રેષ્ઠતા

શ્રીકૃષ્ણ અવતારની શ્રેષ્ઠતા ગીતાજીમાં સ્વયં ભગવાને અને ભાગવત્ ભારત આદિક મહાશાસ્ત્રોએ અને બીજા પણ રામાનુજ આદિક આચાર્યોએ બહુએ સકારણ પ્રતિપાદી છે. આ સંપ્રદાયમતે સર્વ ઐશ્વર્યના પ્રકાશન વિશેષથી તથા ભગવાન શ્રીહરિએ ઉપાસ્ય ઈષ્ટદેવપણે માનવાના તથા શ્રી સ્વામિનારાયણ ભગવાનને જ શ્રીકૃષ્ણનો બીજો અવતારરૂપ માનવાના વિશેષથી વિશિષ્ટતા વર્ણવી છે. શિક્ષાપત્રી શ્લો.૧ રાધાલક્ષ્મી વિશિષ્ટ વૃંદાવનવિહારી શ્રીકૃષ્ણનું જ ઉપાસ્યત્વ જણાવ્યું છે. ટીકામાં પ્રમાણોનો ઉપન્યાસ કરીને દેવકીનંદન શ્રીકૃષ્ણનો પરંબ્રહ્મપણું સર્વ અવતારધર્તાપણું સમર્થ્યું છે. અંતર્યામી સર્વેશ્વરને નિરૂપીને એ સર્વેશ્વર બીજો કોઈ

નહીં પણ શ્રીકૃષ્ણ જ છે એમ પ્રતિપાદન શ્લોક ૧૦૮માં છે. અને શ્રીકૃષ્ણની ભક્તિ કરવાની જ કહી છે. શ્લોક ૧૨૧ પ્રમાણે ગોલોકાધિપતિ શ્રીકૃષ્ણની જ પરમ પ્રાપ્યતા કહી છે (મુક્તિ). શ્લોક ૨૧૨થી શ્રીકૃષ્ણથકી મંગળ પ્રાર્થના કરી છે. આ રીતે આમાં શ્રીકૃષ્ણની ઉપાસ્યતા, ઈષ્ટદેવતા અને પ્રાપ્યતા જણાવી શ્રેષ્ઠતા સમર્થી છે.

સત્સંગિજીવન "**श्रीकृष्णाय नमस्तस्मैः**" એમ આરંભમાં જ શ્રીકૃષ્ણને ઈષ્ટદેવ નમસ્કારાત્મક મંગળમાં લીધા છે. પ્ર.૧, અ-૩૨માં શ્રીકૃષ્ણને સકારણ મુમુક્ષુ સેવ્યતા કહી છે. પ્ર.૧, અ-૫૨, પ્ર.૨, અ-૪૬, પ્ર.૨, અ-૩૭, પ્ર.૪, અ-૪૦, પ્ર.૪, અ-૪૬ માં શ્રીકૃષ્ણને ઉપાસ્યપણે સર્વ અવતારધર્તાપણે મંદિરોના અધિષ્ઠાતાપણે નિરૂપીને શ્રેષ્ઠતા જણાવી છે. '**श्रीकृष्णदेवं शरणं प्रपन्नोऽस्मि स पातु मां**' (પ્ર.૪, અ-૪૬) '**श्रीकृष्ण त्वं गतिर्मम**' '**ब्रह्माहं कृष्णदासोऽस्मि**' - એમ શરણવરણમાં તથા જપનીય આચાર્ય મહારાજ થકી અપાતા અષ્ટાક્ષર મહામંત્રમાં તથા સાયં સમયે પ્રત્યેક મંદિરે પઠનીય '**नवीनजीमूतसमानवर्णं..... श्रीराधिका कृष्णमहं नमामि**' - આ સ્તોત્રમાં શ્રીકૃષ્ણના મંગળ નામનો નિવેશ કરીને શ્રેષ્ઠતા જણાવી છે. વળી પ્ર.૩, અ-૨૯માં દિવ્ય અક્ષરધામસ્થ મૂળરૂપ અવતારરૂપ અને અવતારરૂપ શ્રીકૃષ્ણની અનન્યતાથી (એકપણું) પણ શ્રેષ્ઠતા નિરૂપી છે. આ રીતે આ ગ્રંથમાં આવા નિરૂપણ પર પ્રમાણો પુષ્કળ છે.

વચનામૃતમાં પ્ર.૫ 'રાધાકૃષ્ણનું ધ્યાન ધરવું' પ્ર.૪૨ '**કામબુદ્ધિથી કૃષ્ણમાં પ્રીતિમાન ગોપીઓ ગુણાતીત થઈને નિર્ગુણ એવું જે અક્ષરધામ તેને પામીયો** તેનું કારણ એ છે, 'જે શ્રીકૃષ્ણ ભગવાન પોતે સાક્ષાત્ પુરુષોત્તમ ગુણાતીત દિવ્યમૂર્તિ હતા' લોયા.૭ 'જે ભગવાનના સ્વરૂપને વિષે ઇન્દ્રિયો અંતઃકરણ અને અનુભવ એ ત્રણે પુગે એવા ભગવાનના સ્વરૂપને જ્ઞાને કરીને

મોક્ષ થાય એમ કહીએ છીએ. ત્યારે શ્રીજી મહારાજ બોલ્યા, 'જે એવા જે ભગવાન તે તો શ્રીકૃષ્ણ છે.' પંચાળા.૬ 'અમે ઝાઝીવાર સુધી વિચાર કર્યો ને સર્વ શાસ્ત્રમાં નજર ફેરવીને જોયું, ત્યારે એમ જણાયું જે શ્રીકૃષ્ણ જેવો અવતાર સર્વ શક્તિએ યુક્ત બીજો કોઈ નથી. કેમ જે બીજી જે પોતાની અનંત મૂર્તિઓ ભિન્નભિન્નપણે રહી છે તે સર્વેનો ભાવ શ્રીકૃષ્ણ ભગવાને પોતા વિષે દેખાડ્યો. કેવી રીતે તો પ્રથમ પોતે દેવકીથકી જન્મ્યા, ત્યારે શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારીને ચતુર્ભુજરૂપે દર્શન દીધું. તેણે કરીને લક્ષ્મીપતિ વૈકુંઠનાથ તેનો ભાવ જણાવ્યો.... માતા યશોદાને પોતાના મુખમાં વિશ્વરૂપ દેખાડ્યું.... અક્રૂરને યમુનાના ધરામાં શેષશાયિપણું જણાવ્યું.... અર્જુનને રણસંગ્રામમાં '**पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्त्रशः**' - એવી રીતે અનંત બ્રહ્માંડ દેખાડીને પુરુષોત્તમપણું જણાવ્યું તથા પોતે શ્રીકૃષ્ણે કહ્યું જે '**यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः। अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः**' એવી રીતે પુરુષોત્તમપણું જણાવ્યું તથા ગોલોકવાસી જે રાધિકાસહિત શ્રીકૃષ્ણ તે તો પોતે જ હતા.... ભૂમાપુરુષરૂપે દર્શન કરાવ્યું.... શ્વેતદ્વીપવાસી વાસુદેવ તેણે તો પોતે જ એ અવતાર ધર્યો હતો તથા નરનારાયણ તો સમગ્ર ભારતને વિશે તથા ભાગવતમાં એ શ્રીકૃષ્ણને જ કહ્યા છે.... માટે કૃષ્ણાવતાર જેવો કોઈ અવતાર નથી અને એ અવતાર સર્વોપરી વર્તે છે.' મધ્ય.૧૩ 'માટે શ્રીકૃષ્ણ ભગવાન્ મનુષ્યરૂપે જણાતા હતા તોપણ **અક્ષરાતીત કૈવલ્યમૂર્તિ જ છે....** અને અક્ષરાતીત જે પુરુષોત્તમ ભગવાન્ તે જ સર્વ અવતારનું કારણ છે.' મધ્ય.૩૯ 'દશમ સ્કંધનું તો એ રહસ્ય છે જે ઉપનિષદ્ વેદાંત ને શ્રુતિ સ્મૃતિ તેમાં જે બ્રહ્મ સૂક્ષ્મ નિરંજન ક્ષેત્રજ્ઞ સર્વકારણ પરબ્રહ્મ પુરુષોત્તમ વાસુદેવ વિષ્ણુ નારાયણ નિર્ગુણ એવા નામે કરીને જેને પરોક્ષપણે કહ્યા છે તે તે આ પ્રત્યક્ષ વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ વાસુદેવ છે.... એ અનાદિ વાસુદેવરૂપ છે.... એ જે વાસુદેવ શ્રીકૃષ્ણ તે જ

સર્વોપરી છે.' મધ્ય.૬૪ 'અમે વ્યાસજીના કરેલા જે સર્વ ગ્રંથ તે સાંભળ્યા ને પછી પૂર્વાપર વિચારીને જોયું, ત્યારે તેમાંથી અમને એમ સમજાયું છે જે મત્સ્ય કચ્છ વરાહ નૃસિંહાદિક જે ભગવાનના અવતાર છે તે સર્વે અવતારના અવતારી તે શ્રીકૃષ્ણ ભગવાન્ તે આપણા ઈષ્ટદેવ છે. અને તે શ્રીકૃષ્ણ ભગવાનનાં ચરિત્ર શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધને વિષે સંપૂર્ણપણે કહ્યાં છે.... અને પોતાનું અક્ષરધામ રૂપી જે તખત તેને વિષે સદા વિરાજમાન છે. અને તે શ્રીકૃષ્ણ ભગવાનનો દેવકીજી થકી જન્મ તે તો કથનમાત્ર છે અને શ્રીકૃષ્ણ તો સદા અજન્મા છે.... એવા જે શ્રીકૃષ્ણ ભગવાન્ તે મુમુક્ષુને સર્વ પ્રકારે ભજન કરવા યોગ્ય છે. માટે સર્વ કળાએ સંપન્ન તો એક શ્રીકૃષ્ણ ભગવાન્ છે.' વર.૧૮ 'અને પાંચમા આપણા ઈષ્ટદેવ જે શ્રીકૃષ્ણ ભગવાન્ તેને જાણવા અને તે શ્રીકૃષ્ણ ભગવાનના જે પરોક્ષરૂપ ને પ્રત્યક્ષરૂપ તે જાણવા. [ગોલોકાંતવર્તિ અક્ષરધામના રાધાલક્ષ્મી જુષ્ટ તે પરોક્ષ અને ભૂતળ ઉપર પધારેલું તે પ્રત્યક્ષ] અને તે વ્યાસજીએ એમ સિદ્ધાંત કરેલો છે જે સર્વ અવતારના ધરતલ જે પરમેશ્વર તે જ સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન્ છે.' આ રીતે અક્ષરધામાધિપણું સર્વાવતારધર્તાપણું, અવતારીપણું, પુરુષોત્તમપણું, જ્ઞાનશક્તિ ઐશ્વર્ય આદિક ગુણોએ પરિપૂર્ણપણું, સર્વ મૂર્તિઓના ભાવોનું પ્રદર્શાવવાપણું, ઉપાસ્ય ઈષ્ટદેવપણું, નિત્ય નિર્દોષપણું, વગેરે અસાધારણ અનેક પ્રકારોથી સર્વશ્રેષ્ઠપણું સ્પષ્ટપણે વર્ણવ્યું છે.

આ સ્થળે આટલું રહસ્ય સમજવું - અક્ષરધામાધિપતિ શ્રીકૃષ્ણનો જ વસુદેવદેવકી થકી પ્રાદુર્ભાવ અને મૂળરૂપ અને અવતારરૂપનું એકત્વ કહેલું હોવાથી કૃષ્ણાવતારનું સર્વાવતારધર્તાપણું ઘટતું આવે છે. વસ્તુતઃ નાનાવિધ અવતારરૂપોનું જે નિદાન મૂળરૂપ છે તે અવતારી છે અને દેવ મનુષ્યાદિકને સજાતીય રૂપાંતરપણે જે પ્રાદુર્ભવેલું તે અવતાર

કહેવાય. બંને રૂપો અપ્રાકૃત છે. પરમાત્મા તેતે રૂપના (અવચ્છેદથી) અવતારી અને અવતાર - એમ બંને પ્રકારે કહેવાય. આ રીતિએ શ્રીકૃષ્ણને અવતારપણે અને અવતારીપણે પણ નિરૂપ્યા છે. બીજા અવતારોમાં અવતારિત્વ કહ્યું હોય, તેનો પણ અપ્રાકૃત હોઈને બંનેનું એક જ દ્રવ્ય હોવાથી અને સર્વરૂપોના અધિષ્ઠાતા અહમર્થ ચેતન સ્વરૂપ પરમાત્મા એક જ હોવાથી અને સર્વત્ર વસ્તુતઃ સર્વ ઐશ્વર્ય વિશિષ્ટ હોવાથી અને એક જ અવતારે અન્ય અવતારરૂપો પ્રદર્શાવેલાં કે પ્રદર્શાવવાની શક્તિને ધરતાં હોવાથી નિર્વાહ થાય છે. આ રીતે અવતારભૂત શ્રીહરિને વિષે જે અવતારિત્વ મહિમા સત્સંગિજીવન વગેરેમાં વર્ણવ્યો છે તે સારી રીતે ઘટે છે. '**अवतारी**' એવા નામથી શ્રીહરિને સર્વમંગલમાં નિરૂપ્યા છે.

## ધર્મલાલો તે જ નંદલાલો

સાંપ્રદાયિક પ્રાદુર્ભાવ પ્રક્રિયા એવી છે કે - શ્રીકૃષ્ણ જ આસુર રાક્ષસ પ્રકૃતિવાળા રાજા અને ધર્મગુરુનો વેષ ધરી રહેલાઓએ ધર્મમાર્ગને ગ્લાનિ અને અધર્મમાર્ગને અભિવૃદ્ધિ પમાડતાં, કલિયુગમાં પોતાના જ સર્વ ઐશ્વર્યવિશિષ્ટ રૂપથી ભક્તિધર્મ માતાપિતા થકી પોતાના એકાંતિક ભક્તોની રક્ષા અને ધર્મદ્રોહીઓનો પરાભવ કરવા પ્રગટ થયા છે. પ્રગટ થયેલા એ ભગવાન્ હરિકૃષ્ણ નારાયણમુનિ સહજાનંદ સ્વામી સ્વામિનારાયણ ઈત્યાદિ દિવ્ય મંગળ નામોથી સંબોધ્યા છે.

એ શ્રીહરિનો પ્રાદુર્ભાવ '**अन्योऽपि धर्मरक्षायः देहः सम्भ्रियते मया। विरामाप्यधर्मस्य काले प्रभवंतः क्व चित्**' [ભાગ. સ્કં.૧૦ અ-૫૦] આ શ્રીકૃષ્ણ વચનથી સૂચવાય છે. આ શ્લોકનું વિવરણ ગૂઢાર્થ દીપિકા ટીકામાં ગોપાળાનંદ સ્વામીએ શ્રીહરિના પ્રાદુર્ભાવવિષયપણે કર્યું છે. '**कृतादिषु प्रजा राजन्**

**कलाविच्छन्ति सम्भवम्। कलौ खलु भविष्यन्ति नारायणपरायणाः'** (સ્કં.૧૧, અ.૫) અને શ્લોકની ગોપાળાનંદ મુનિકૃત ટીકામાં - ''યુદ્ધાર્થે મથુરા આવેલા જરાસંધની સાથે સંગ્રામ સમયે શ્રીકૃષ્ણે પોતાના અવતારનું પ્રયોજન વિચારતા **'अन्योऽपि धर्मरक्षायै'** - એમ બીજા અવતારધારણનો નિશ્ચય કર્યો હતો એ જ અવતારને આ શ્લોકથી જણાવવા બીજું પણ કળિનું માહાત્મ્ય કહે છે.'' આવું પ્રતીક આપીને, **'कलौ एकान्तिकधर्मरक्षार्थ श्रीकृष्णो नारायणमुनिनाम्ना भक्तिधर्मात्मजो भविष्यति'** (શ્રીકૃષ્ણ જ નારાયણમુનિ નામથી પ્રગટ થશે.) શ્રીકૃષ્ણ સાંગ એકાંતિકી ભક્તિ ઉદ્ધવજીને કહેલી, તેનો ઉદ્ધવાવતારભૂત રામાનંદસ્વામી સહિત શ્રીનારાયણમુનિએ જ અહીં પ્રવર્તાવી છે, બીજા કોઈએ નહીં, માટે **'देहः सम्भ्रियते मया'** - આ એજ વચનથી શ્રીનારાયણ મુનિ જ શ્રીકૃષ્ણ છે. ઉદ્ધવજી શા માટે આવેલા ? તો શ્રીકૃષ્ણે જ પોતાના સ્વરૂપના જ્ઞાનનો ઉપદેશ કરવા મોકલેલા. શ્રીકૃષ્ણ **'अन्योऽपि'** આ કૃતપ્રતિજ્ઞાને સત્ય કરવા ઉદ્ધવજીની સહાય માટે સ્વયં ધર્મદેવના ગ્રહમાં પ્રગટ્યા ઈત્યાદિ વાક્યો લખીને ''વસુદેવસુત શ્રીકૃષ્ણનો જ ધર્મસુત શ્રીહરિરૂપે ફરીથી અવતાર થયો છે.'' - એમ સપ્રમાણ સયુક્તિ સમર્થન કર્યું છે.

**'अन्योऽपि'** આ શ્લોકની શ્રીભગવત્પ્રસાદાચાર્યવિરચિત ભક્તરંજની ટીકામાં શ્લોકાર્થને કહીને, વધારામાં શ્રીકૃષ્ણનો પુનઃ પ્રાદુર્ભાવ ક્યા ગ્રંથમાં કહ્યો છે ? તો વાસુદેવમાહાત્મ્યમાં **'मया कृष्णेन निहता'** ઈત્યાદિ શ્લોકથી કહ્યો છે.' એમ કહીને વળી 'એક જ કૃષ્ણનો બેવાર અવતાર કેમ ઘટે ? એવી શંકા કરીને, જેમ મત્સ્ય કૂર્મ વરાહનો બેવાર અને ધન્વંતરીનો ત્રણવાર અવતાર થયો છે તેમ શ્રીકૃષ્ણનો બેવાર અવતાર ઘટે છે એવું સમાધાન કર્યું છે. આ રીતે વિશેષ જણાવ્યો છે. સ્કંધ ૧૦ની ભક્તરંજની ટીકામાં ઉપરોક્ત અર્થની સ્પષ્ટતા મંગળમાં જ છે. આમાં શ્રીકૃષ્ણના નૃપભાવવાળું

અને સાધુભાવવાળું એમ બે રૂપો કહ્યાં છે. અ.૯૦ શ્લો.૫૦ની ટીકામાં અંત્ય મંગળમાં કૃષ્ણનો સ્વામિનારાયણ નામથી અવતાર કહ્યો છે. વળી સ્કંધ ૧૦, અ.૧ શ્લોક ૩ (ત્રણ)ની ટીકામાં શ્રીકૃષ્ણના બે અવતારો જણાવ્યા છે. વળી સ્કં.૧૦, અ-૨, શ્લોક ૨૮ની ટીકામાં કૃષ્ણ હરિકૃષ્ણની એકાવતારતા નક્કી કરી છે. આ રીતે ટીકામાં 'વસુદેવસુત શ્રીકૃષ્ણનો જ ધર્મસુતપણે દ્વિતીય અવતાર છે.' - એમ નિરૂપણ કર્યું છે.

વાસુદેવ માહાત્મ્યમાં અ.૧૮માં આ રીતે અક્ષરાધિપતિ શ્રીકૃષ્ણે બ્રહ્મા પ્રત્યે ભવિષ્યમાં થનારા અવતારોને કહેતાં બીજો શ્રીહરિરૂપથી પણ પોતાનો અવતાર સૂચવ્યો છે.

શિક્ષાપત્રીમાં - શ્લોક ૧૦૭માં અંતર્યામી સર્વેશ્વરને નિરૂપીને, એ સર્વેશ્વર શ્રીકૃષ્ણ જ છે. પરંતુ બીજો કોઈ નહીં - એમ પ્રતિપાદવા **'स श्रीकृष्ण परब्रह्म भगवान् पुरुषोत्तमः । उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणम्'** આ ૧૦૮ શ્લોક છે. આ તત્ત્વાર્થ નિરૂપણ પ્રસંગે ૧૦૮ની ટીકામાં - અંતે શતાનંદ મુનિએ શ્રીકૃષ્ણ અને શ્રીહરિનો તત્ત્વતઃ સર્વથા અભેદ જાણવારૂપ નિર્ગલિતાર્થ આથી શિક્ષાપત્રીમાં પ્રતિપાદેલા જે રાધાલક્ષ્મી વિશિષ્ટ વૃન્દાવનવિહારી પરંબ્રહ્મ ભગવાન્ શ્રીકૃષ્ણ એ જ શ્રીહરિ છે - એમ અનન્યપણું જાણવાનું કહ્યું છે.

સત્સંગિજીવન-મંગળમાં જ શ્રીકૃષ્ણનો ધર્મનંદન શ્રીહરિરૂપથી આવિર્ભાવ કહીને અનન્યતા કહે છે. [પ્ર.૧, અ-૧૯] અસુરોએ પીડેલાં ધર્મભક્તિએ વૃંદાવનમાં શ્રીકૃષ્ણની સ્તુતિ કરતાં રાધારમાદિ સાથે પ્રત્યક્ષ થયેલા શ્રીકૃષ્ણે તેમને પુત્રરૂપે પ્રગટ થવાનું વરદાન આપ્યું છે. [પ્ર.૧ અ-૨૨] જન્મસમયે આવેલા બ્રહ્માદિ દેવોને પ્રગટ થયેલા શ્રીહરિનું ગોલોકાંતવર્તિ અક્ષરના અધિપતિ મુરલીધર શ્રીકૃષ્ણરૂપે દર્શન થયાનું કહે છે. [પ્ર.૧, અ-૩૯] ધર્મદેવે

'જે રાધિકાપતિ શ્રીકૃષ્ણની આપણે ઉપાસના કરીએ છીએ એ જ હરિના નામના તમારા ભાઈ છે.' - એમ બીજા પુત્રોને કહ્યું છે. [પ્ર.૧, અ-૪૯] વનમાં મળેલા શ્રીહરિનો ઉમાશંકરે 'સાક્ષાત્ પરબ્રહ્મ ગોલોકાધિપતિ વૃંદાવનવિહારી રાસલીલાકર રાધારમણ જ તમે પ્રગટ થયા છો.' - એવી સ્તુતિ કરી છે. [પ્ર.૧, અ-૪૯] રામાનંદ સ્વામિએ 'ગોલોકાંતવર્તિ અક્ષરધામના અધિપતિ શ્રીકૃષ્ણ જ શ્રીહરિરૂપે અવતર્યા છે.' એવો નિશ્ચય જાહેર કર્યો. [પ્ર.૨, અ-૫] રામાનંદ સ્વામીના શિષ્યોએ 'આ નારાયણ મુનિ જ સ્વયં શ્રીકૃષ્ણ છે.' - એવો નિશ્ચય કર્યો છે. [પ્ર.૨, અ-૩૧] ઈત્યાદિ આઠ શ્લોકોથી વસુદેવસુત શ્રીકૃષ્ણ અને ધર્મસુત શ્રીહરિની અભિન્નપણે સ્તુતિ કરી છે. તેમાં પ્રથમ પાદમાં શ્રીહરિને અને બીજા પાદમાં શ્રીકૃષ્ણને અને ત્રીજા પાદમાં બંનેને મળતાં (ઘટતાં) વિશેષણો આપીને બંનેના નામનિર્દેશ સાથે સ્તુતિ કરી છે. આ ઉપરથી તો બંનેની અનન્યતા અતિસ્પષ્ટ થાય છે. [પ્ર.૧, અ-૩૮] એમ શ્રીહરિનો સમસ્ત આકાર કૃષ્ણતુલ્ય જાણીને આ શ્રીકૃષ્ણ જ છે એવી ધર્મદેવને સ્મૃતિ આવી. [પ્ર.૪, અ-૩૫] મુક્તાનંદ મુનિએ વટપત્તનમાં થયેલી વિદ્વત્પરિષદમાં શ્રીહરિને વિષ્ણુનારાયણના સાક્ષાત્ અવતારપણે નિરૂપ્યાં છે. આ પ્રકારે શ્રીહરિને શ્રીકૃષ્ણના બીજા અવતારરૂપે પ્રતિપાદનારાં અનેક પ્રમાણ વચનો છે.

વચનામૃત-મધ્ય.૬૪ 'અમે વ્યાસજીના કરેલા જે સર્વે ગ્રંથ તેને સાંભળ્યા ને પછી પૂર્વાપર વિચારીને જોયું, ત્યારે તેમાંથી અમને એમ સમજાયું છે, જે મત્સ્ય કચ્છ વરાહ નૃસિંહાદિક જે અવતાર છે તે સર્વે અવતારના અવતારી તે શ્રીકૃષ્ણ ભગવાન્ છે.... એવા જે શ્રીકૃષ્ણ તે આપણા ઈષ્ટદેવ છે અને તે શ્રીકૃષ્ણ ભગવાનના ચરિત્ર દશમ સ્કંધને વિષે સંપૂર્ણ કહ્યાં છે.... અને તે શ્રીકૃષ્ણ ભગવાનનો દેવકી થકી જે જન્મ તે કથનમાત્ર છે. અને પોતે તો સદા પોતાના અક્ષરધામમાં જ છે....'એવા જે શ્રીકૃષ્ણ ભગવાન્ તે મુમુક્ષુને સર્વ

પ્રકારે ભજવા યોગ્ય છે.... માટે સર્વે કળાએ સંપન્ન તો એક જ શ્રીકૃષ્ણ ભગવાન છે.... એવી રીતે પરોક્ષપણે પોતાના પુરુષોત્તમપણાની વાર્તા શ્રીજી મહારાજે કહી તેને સાંભળીને સર્વે હરિભક્ત એમ જાણતા હવા જે એ જ જે શ્રીકૃષ્ણ પુરુષોત્તમ તે જ આ ભક્તિધર્મના પુત્ર શ્રીજી મહારાજ છે. વરતાલ.૧૮ અને પાંચમા ''આપણા ઈષ્ટદેવ જે શ્રીકૃષ્ણ ભગવાન્ તેમને જાણવાં અને સ્થાનક સેવકને કાર્ય તેને ભેદે કરીને તે શ્રીકૃષ્ણ ભગવાનની મૂર્તિઓનું બહુપણું છે તેને જાણવું. અને પરોક્ષરૂપને પ્રત્યક્ષરૂપ તેને જાણવા. તેમાં પરોક્ષરૂપ તે કેવી રીતે તો માયાના તમ થકી પર એવો જે ગોલોક તેને મધ્યે જે અક્ષરધામ તેને વિષે રહ્યા છે.... ને રાધિકાજી અને લક્ષ્મીજીએ સહિત છે... એવી રીતે પરોક્ષપણે ભગવાનનું સ્વરૂપ કહ્યું [પ્રત્યક્ષરૂપ તો ભૂતળમાં વર્તતું નરાકાર જાણવું].... શ્રીમદ્ ભાગવત પુરાણને વ્યાસજી કરતા હવા તેમાં સર્વાવતાર કરતાં શ્રીકૃષ્ણને જ અધિકપણે કહ્યા છે.... અને વ્યાસજીએ એમ સિદ્ધાંત કર્યો છે જે સર્વ અવતારના ધરતલ જે પરમેશ્વર તે જ સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન્ છે. ને બીજા જે અવતાર તે એના છે... અને એ શ્રીકૃષ્ણ ભગવાને પરમેશ્વરપણાની પ્રતીતિને અર્થે ચતુર્ભુજ રૂપ દેખાડ્યું.... એવી રીતની વાર્તાને સાંભળીને સર્વે સાધુને સત્સંગી તે એમ સમજતા હવા જે એ પરોક્ષ જે શ્રીકૃષ્ણ ભગવાન્ કહ્યા તે જ આ ભક્તિધર્મના પુત્ર શ્રીજી મહારાજ છે. પણ એ થકી પર કોઈ નથી. અને એ જ આપણા ઈષ્ટદેવ છે. ને ગુરુ પણ એ જ છે.'' આ રીતે વસુદેવસુત શ્રીકૃષ્ણને સર્વોપરી અવતારીપણે નિરૂપવાપૂર્વક તેમના જ બીજા અવતાર તરીકે ધર્મસુત શ્રીહરિને નિરૂપ્યા છે. હવે એમાં સંશય લેશ રહેતો નથી.

ઉપોદ્ઘાતમાં-શ્રીગોલોકના મધ્યે ભગવાનનું અક્ષરધામ છે તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન્ રહ્યા છે... અને મધુર સ્વરે કરીને વેણુને વગાડે છે અને રાધિકાજી અને લક્ષ્મીજી તેમણે સેવ્યા છે....

વરાહાદિક અવતારને ધરનારા છે.... એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તે કૌશલ દેશને વિષે પ્રગટ થતા હવા.... શ્રીકૃષ્ણ ભગવાનનું આરાધન કરતા હવાં. તેણે કરીને ભગવાન એમની ઉપર પ્રસન્ન થયા અને પોતાના અક્ષરધામમાં જેવા પોતે સદા વિરાજમાન છે તેવું પોતાનું દર્શન આપીને ધર્મભક્તિ પ્રત્યે બોલતા હવા જે "હે ધર્મભક્તિ તમને કષ્ટના દેનારા જે અસુર તેમને પૂર્વે મેં કૃષ્ણાવતારને વિષે માર્યા હતા તે મારી ઉપર એમને વેર છે માટે તમને મારા જાણીને પીડે છે તે અસુરના નાશને અર્થે હું જે તે નારાયણઋષિરૂપે તમારા થકી પ્રગટ થઈને હરિકૃષ્ણ નામે વિખ્યાત થઈશ.... એમ કહીને અંતર્ધાન થઈ ગયા.... અને પછી શ્રીકૃષ્ણ ભગવાન પ્રગટ થતા હવા." ઈત્યાદિ. આ રીતે શ્રીકૃષ્ણને અક્ષરધામી મુરલીધર રાધાલક્ષ્મીવિશિષ્ટ સર્વાવતારધર્તાપણે નિરૂપીને તેમના જ બીજા અવતાર તરીકે ભગવાન શ્રીહરિને નિરૂપ્યા છે.

નિત્યાનંદ મુનિકૃત હરિદિગ્‌વિજયમાં ઉલ્લાસ ૪૨મા 'ભગવાન ધર્મસુત શ્રીહરિ તે વસુદેવસુત શ્રીકૃષ્ણનો જ બીજો અવતાર છે.' એમ મુક્તાનંદ મુનિએ વટપતનની રાજસભામાં ઉઘાડું સમર્થન કર્યું છે. શ્રીકૃષ્ણને ફરીથી આવવાનું કારણ સપ્રમાણ કહીને શ્રીહરિને શ્રીકૃષ્ણના બીજા અવતારપણે નિરૂપ્યા છે. આ રીતે બંનેનો અત્યંત અભેદ તત્ત્વતઃ સાબિત થાય છે. એક જ અહમર્થ ચેતન છે એ કહેવાનો મુખ્ય મુદ્દો છે. એમ હોવાથી બંનેને સર્વોપરી અવતારી કહેવામાં કશો બાધ-વિરોધ નથી. બીજા પ્રાકૃત કવિઓએ પણ શ્રીકૃષ્ણના બીજા અવતાર તરીકે શ્રીહરિને ઉઘાડે છોગે નિરૂપ્યા છે. એમાં સંશય સ્થાન નથી. આવી સાંપ્રદાયિક પ્રક્રિયા બદ્ધમૂળ હોવા છતાં શ્રીહરિને અવળી રીતે મોટા માનવાના મિથ્યા આવેશથી શ્રીકૃષ્ણને જીવાદિ તુચ્છપદે ઉતારી પાડવાની આસુરી પ્રવૃત્તિ ખાનગી રીતે આદરેલી જોવામાં આવે છે તેનું ખંડન અન્યત્ર અનવિધ કર્યું છે.

# અર્ચા અવતાર

અર્ચા અવતાર એટલે આશ્રિતોને અભિમત સુવર્ણ રજત કે શીલાદિક જે કોઈ દ્રવ્યને કૃપાવશાત્ આદરથી શરીરપણે સ્વીકારીને, તેમાં વિશિષ્ટ પ્રતિષ્ઠા વેદોક્ત વિધિથી ભગવાનનું દિવ્યરૂપથી પ્રગટ થઈને વિરાજમાનપણું તે જાણવું. આ તો સ્નાન ભોજન આસન શયનાદિકમાં પૂજકને પરાધીન સ્થિતિવાળા થઈને સમસ્ત અપરાધોને સહન કરતા થકા ઘરગામ નગર પર્વત આદિકમાં વિરાજે છે. જેમ પરને અક્ષરધામ અને અવતારોને અયોધ્યા મથુરા આદિક દેશનિયમ છે તેમ એમને નથી. કાળનિયમ પણ નથી. સર્વ દેશકાળમાં હોઈ શકે. આ મૂર્તિવિશેષ કવચિત્ સ્વયંવ્યક્ત તો કવચિત્ દેવોએ તો કવચિત્ સિદ્ધો મહર્ષિઓએ તો કવચિત્ મનુષ્યોએ સ્થાપેલો ચાર (૪) પ્રકારનો છે. તેમાં પ્રથમના ત્રણ તો ઐતિહ્ય પ્રમાણથી જ્ઞાતવ્ય છે અને ચોથો તો પ્રસિદ્ધ જ છે. પરરૂપ કે વ્યૂહરૂપ ચર્મચક્ષુ મુમુક્ષુઓને અગોચર [પ્રત્યક્ષ નહીં] હોવાથી એમના પૂજનમાં એમનું સામર્થ્ય નથી. અવતારરૂપો પણ ભિન્ન ભિન્ન કાળમાં થનાર હોવાથી સાર્વકાલિક મુમુક્ષુઓને પ્રાપ્ય નથી. અંતર્યામિરૂપ યદ્યાપિ હૃદયમાં સમીપે જ રહ્યું છે. પરંતુ અસંસ્કૃત મનવાળા મુમુક્ષુને પ્રાપ્ય નથી. માટે સર્વ કોઈ સુખેથી આશ્રય કરી શકે એવો આ અર્ચા અવતાર છે. સર્વ કોઈના અર્ચનમાં આવે છે માટે 'અર્ચા' એવા સાર્થક નામથી કહેવાય છે. એમ હોવાથી જ ભાગવતમાં **'भगवान् धारणाश्रयः'** **'शुभार्थे धारयेध्धिया'** - એમ ભગવન્તમૂર્તિને શુભાશ્રય તરીકે પ્રથમ પદ આપ્યું છે. આ અર્થ શ્રીહરિએ પણ વ.મૃત. મધ્ય-૧૯ 'શ્રીકૃષ્ણ નારાયણના અવતાર પૃથ્વીને વિષે પ્રગટ ન હોય તો તેની જે પ્રતિમા તેની પૂજા મને કરીને તથા દેહે કરીને ચંદન પુષ્પ તુલસી આદિક સામગ્રીવતે કરવી' - આ રીતે જણાવ્યો છે.

જેમ અવતારોની જ્ઞાનશક્તિ ઐશ્વર્ય આદિક ગુણોથી પરિપૂર્ણતા, અપ્રાકૃતતા, નિત્યનિર્દોષતા અને પરરૂપથી અનન્યતા કહી છે તેમજ અર્ચાવતાર માટે પણ સમજવાનું કહ્યું છે. પંચરાત્રમાં 'સ્વયં ભગવાન જ સર્વગુણપૂર્ણ વિરાજે છે' - એવા ભાવથી પૂજવા પણ ગૌણબુદ્ધિથી નહીં એમ હોવાથી જ **'अर्चाविष्णौ शीलाधीः'** ઈત્યાદિ વચનો અર્ચામાં શીલાદિ બુદ્ધિ કે અન્ય જીવાદિ બુદ્ધિ નહીં રાખતાં સ્વયં ભગવાનની જ બુદ્ધિ રાખવાની કહે છે. એમ હોવાથી જ ભાગવતમાં પણ મૂર્તિપૂજાનું વિધાન છે. વિષ્ણુધર્મમાં અર્ચાઓનું ઉપાસ્યત્વ અને પ્રાપ્યત્વ પણ કહ્યું છે. પ્રતિમામાં દેવતાનું સાન્નિધ્ય થવામાં [સ.જી. પ્ર.૫, અ-૭] એમ પૂજકનો તપોયોગ અને પૂજનનો અતિશય અને પ્રતિમાનું રમણીયપણું - આ ત્રણ કારણો કહ્યાં છે. અર્ચામાં અનવધિ સૌલભ્ય ગુણ કહ્યો છે, એ જ રીતે સૌશીલ્ય ક્ષમા વાત્સલ્ય ઈત્યાદિ ગુણો કે જે પૂજક ભક્તોને બહુ ઉપયોગના છે તે પ્રતિમામાં સર્વને પ્રત્યક્ષ જોવામાં આવે છે. આ ગુણો વિશ્વક્સેન સંહિતામાં કહ્યા છે. આ રીતે તે તે સ્થળમાં વિરાજમાન અર્ચાવતાર સર્વગુણસંપન્ન હોઈને યથારુચિ સમગ્ર પુરુષાર્થને આપનાર અને જીવોની ઉપર અનુગ્રહ કરવા તત્પર રહે છે.

ઉપરોક્ત અર્થ સંપ્રદાયપ્રબંધોમાં વિશેષતઃ વર્તે છે. પ્રતિમાને પરંબ્રહ્મ શ્રીકૃષ્ણની કહેવાપૂર્વક ધ્યેયતા કહે છે. શિક્ષાપત્રીમાં શ્રીહરિને શૈલી ધાતુજા શાળગ્રામ ચિત્રાર્ચા આદિકની પૂજા કરવાની કહી છે. સ.જી. પ્ર.૫, અ-૭માં 'એમ અષ્ટ પ્રકારની પ્રતિમા કહેવાપૂર્વક તેમાંથી યથેચ્છા એકની શ્રદ્ધાથી પૂજા કરવાની સર્વને આજ્ઞા કરી છે. સ.જી. પ્ર.૪, અ-૫૨ આ રીતે દીક્ષિત તમામને પ્રતિમાપૂજનની આવશ્યકતા કહી છે. વચનામૃતમાં ઉપરની બાબત બહુ સ્પષ્ટ છે. વ.મૃત. પ્ર.૬૮ 'માટે તે પરમેશ્વરે પોતાની આજ્ઞાએ કરીને જે મૂર્તિ પૂજવા આપી હોય તે મૂર્તિ અષ્ટ

પ્રકારની કહી છે. તેમાં પોતે સાક્ષાત્ પ્રવેશ કરીને વિરાજમાન રહે છે. તે મૂર્તિને જે ભગવાનનો ભક્ત પૂજતો હોય, ત્યારે જેમ પ્રત્યક્ષ ભગવાન્ વિરાજતા હોય અને તેની મર્યાદા રાખે તેમ તે મૂર્તિની પણ રાખવી જોઈએ અને ભગવાને તો શ્રીમુખે એમ કહ્યું છે જે મારી અષ્ટ પ્રકારની જે પ્રતિમા તેને વિષે હું અખંડ નિવાસ કરીને રહું છું.' - એમ સાક્ષાત્ ભગવાન જેવું જ અતિગૌરવ કહે છે. લોયા.૧૧માં ભૂમિસ્થ મૂર્તિઓમાં પરરૂપની ભાવના કરવારૂપ વિશેષ કહ્યો છે. મધ્ય.૧૯માં અવતારના અભાવમાં મૂર્તિઓની પૂજા કરવાની કહી છે.

કોઈ અસુરો કૃષ્ણ ઉપર શિશુપાળ જ જેમ એમ પ્રતિમાઓ ઉપર દ્વેષ રાખે છે. જ્યારે કૂર્ચાદિકમાં આવાહનવિધિવશાત્ દેવ પિતૃ આદિકની સન્નિધિ થાય છે એ પ્રમાણ પ્રતિપન્ન છે, તો પછી સર્વવ્યાપી પરમાત્માની સન્નિધિ પ્રતિષ્ઠાવિધિવશાત્ પ્રતિમામાં થાય એમાં કહેવું જ શું ? ભગવાન તો સર્વવ્યાપી હોવાથી દેશથી દૂર નહીં પણ સમીપે હોવાથી અર્ચામાં એમની સન્નિધિ હોઇ શકે. વળી, સર્વશરીરી હોવાથી અર્ચાશરીરપણું ન ઘટે એમ પણ નહીં, વળી સર્વસક્ત હોવાથી અર્ચાશરીરે પણ થઇ શકે છે. વળી, ભગવાન આશ્રિતોના ભાવવિશેષને અનુસારે રહેતાં હોવાથી અર્ચારૂપે રહેવામાં નિમિત્ત પણ છે. વળી, મૂર્તિ વિશેષાવ્યચ્છેદથી રહેવાપણું હોવાથી પરિચ્છિન્નપણાંની પણ શંકા આવતી નથી, વળી આ તો આવિર્ભાવ છે પણ લૌકિકવત્ ઉત્પત્યાદિ વિકાર નથી, તો ભગવાનના અર્ચાવતારમાં કેમ વિશ્વાસ ન લાવવો ? લાવવો જ જોઇએ. તાત્પર્ય એ છે કે, આ ભગવાન શું અસર્વજ્ઞ છે ? જેથી આશ્રિતોના ભાવબંધને શું જાણતા નથી ? [સર્વજ્ઞ હોવાથી જાણે છે.] વળી આ જાણે છે પણ શું અવિભુ છે ? કે જેથી સર્વત્ર સન્નિધિ આપવા અસમર્થ છે ? [વિભુ હોવાથી સર્વત્ર સન્નિધિ આપી શકે છે.] વળી શું અસમસ્તવપુ છે ? કે જેથી પ્રાકૃત શિલામય બિંબમાં

સન્નિધિ દોષ માટે માનીને તેને ત્યજીને દૂર રહે છે ? [સર્વ વપુ હોવાથી બિંબમાં દોષ જાણીને ત્યજીને દૂર રહી શકે નહીં.] વળી ભગવાન સર્વવ્યાપી છે પણ શિલાદિકને વિષે કલ્પેલો હસ્તપાદાદિ અવયવસન્નિવેશ છે તે જ તેમને શું સુદૂર ખસેડી મૂકે છે ? [સર્વવ્યાપીમાં કલ્પેલા આકારો એમને ખસેડી શકે નહીં.] વળી સર્વતનું સર્વાકાર ભગવાનની શું અર્ચાઆકાર કલ્પના વિરોધ માટે થાય છે ? [સર્વતનું સર્વાકારમાં કરેલી આકાર કલ્પના વિરોધ માટે થાય નહીં.] વળી શ્રુતિસિદ્ધ દિવ્યાકારનું સ્મારક જે આકાર કલ્પના છે તે શું સમાધિમાં વૈપરીત્ય માટે થાય છે ? [અર્ચાકાર કલ્પના દિવ્યાકારનું સ્મારક હોવાથી સમાધિની વિપરીતતા માટે થાય નહીં.] આ રીતે નિઃશંક તત્ત્વબોધ આપ્યા છતાં પણ અર્ચાવતારમાં વિશ્વાસ કરતા નથી. સ્તંભમાંથી જેમ પ્રગટ્યા હતા તેમ બિંબમાંથી પણ એ જ ભગવાને ફરી અવતરવું જોઈએ. અર્ચાવતારની સિદ્ધિ અને તેની માન્યતા માટે શિક્ષાપત્રી ભાષ્યમાં આવા અર્થની સંસ્કૃતમાં પંક્તિઓ લખી છે તેનો આ અનુવાદ છે. ઉપર પ્રમાણે હોવાથી જ અર્ચાવતારમાં શીલાદિ બુદ્ધિ રાખનારાને '**अर्चाविष्णौ शीलाधीः ........ नारकी सः**' - એમ નારકી કહ્યાં છે.

'**न तस्य प्रतिमाऽस्ति**' આ જે નિષેધ છે તે અર્ચાનો નથી પણ '**अप्रतिमप्रभाव**' એમાં કહ્યા પ્રમાણે ઉપમાનનો નિષેધ છે. અનુપમ ભગવાનને કોઈની પ્રતિમા-ઉપમા આપી શકાય નહીં એ એનો અર્થ છે. '**प्रतिमास्वप्रबुध्धानाम्**' આ જે કહ્યું છે તેમાં '**अप्रबुध्धानामपि प्रतिमासु**' એવી યોજના કરવી. જ્ઞાનીઓની દૃષ્ટિએ અર્ચામાં ભગવાન નથી એવો અર્થ ન કરવો. ભગવાનને સર્વત્ર જોનારા જ્ઞાનીઓ તો અર્ચામાં પણ ભગવાનને સાક્ષાત્ જુએ છે જ.

આ સ્થળે આટલું અવશ્ય જાણવું - જેમ વ્યૂહવિભવ વગેરેનાં રૂપો અપ્રાકૃતમય છે તેમ અર્ચાવતારનાં રૂપો પણ અપ્રાકૃતમય છે. તેમાં યથાવિધિ પ્રતિષ્ઠા થયા પછી પ્રસાદોન્મુખ પરમેશ્વરના

સંકલ્પાધીનપણે અપ્રાકૃત શરીરમાત્ર અવિર્ભવે છે. પ્રાકૃત અપ્રાકૃતનો સંસર્ગ કેમ ઘટે ? એવી શંકા કરવી નહીં. શ્રીકૃષ્ણ શ્રીરામ આદિક અવતાર શરીરોમાં પણ એવો સંસર્ગ જોવામાં આવ્યો છે. આ પ્રમાણને અનુસારે એનું સમાધાન સમજવું. આ અર્થ પ્ર.૭૧ 'ભગવાન્ પૃથ્વીને વિષે પ્રકટ થાય છે, ત્યારે જે જે તત્ત્વનો અંગીકાર કરે છે તે સર્વે તત્ત્વ બ્રહ્મરૂપ છે, કાં જે રામકૃષ્ણાદિક અવતારને વિષે સ્થૂલ સૂક્ષ્મ અને કારણ - એ ત્રણ દેહ તથા જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ - એ ત્રણ અવસ્થા તે જણાય છે તથા દશ ઇન્દ્રિયો પંચપ્રાણ ઇત્યાદિ સર્વે તત્ત્વ મનુષ્યની પેઠે જણાય છે. પણ એ સર્વે બ્રહ્મ છે. પણ માયિક નથી.' પં.૭ 'અને તે ભગવાનમાં જે દેહભાવ જણાય છે તે તો નટની માયાની પેઠે જાણવો.' આ રીતે ભગવાનનાં શરીરનો દિવ્યભાવ વર્ણવ્યો છે. આનું અનુસંધાન સ.જી. પ્ર.૩, અ-૨૯માં વ્યક્ત છે.

કેટલાક તત્વજ્ઞાનહીન મનુષ્યો અર્ચાવતારને યથાસ્થિત સમજ્યા વિના અન્યથા અન્યથા પ્રલપે છે. જે કોઈ અર્ચાઓને મૂળથી જ માનતા નથી, તેને માટે તો કહેવાનું આગળ ચોખ્ખું કહી દીધું છે. કોઈ આંતરિતો માનીને પણ પરમાત્માની નહીં પણ કોઈ જુદાં જુદાં [નામઠામ વિનાના, જેની કલ્પના કરવી હોય તેની થઈ શકે] ભક્ત મુક્તની આચાર્યોને ઠરાવીને અધ્યેય હેય તુચ્છ ઠરાવે છે. પ્રથમ તો અર્ચા શબ્દથી કહેલી પ્રતિમાઓ એ કોની ? અને એ શું તત્ત્વ ? અને એની અનેકતા ધ્યેયતા મોક્ષપ્રદતા શાથી ? એ વિચારવાનું છે. જ્યારે પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાય છે, ત્યારે તેમાં વેદવિધિથી પરમાત્મા [પરરૂપ કે રામકૃષ્ણાદિ અવતારરૂપ]નું પ્રતિષ્ઠાપન કરાય છે. એ ઉપરથી તે તે લક્ષ્મીનારાયણ કે રામકૃષ્ણાદિ નામથી તે તે પ્રતિમાઓ વ્યપદેશાય છે. એમાં કોઈ ભક્ત મુક્તનું આવાહન આરંભથી જ નથી. આ બાબત ખાસ સમજવાની છે. જેમ પરમાત્મા પોતાની ઈચ્છાથી પર વ્યૂહ

વિભવાદિ રૂપે રહ્યા છે તેમ આશ્રિત મનોરથોને અનુસારે કૃપાવશાત્ અર્ચાવતારરૂપે પણ રહ્યા છે. એટલે શ્રુતિસિદ્ધ મુક્તાનુભાવ્ય પરરૂપનું કે તદનન્ય અવતાર આકારનું સ્મારક અર્ચારૂપ છે. અહમર્થ વિભુ ચેતન પરમાત્મ સ્વરૂપ તો વ્યૂહ અવતારોમાં જ જેમ એમ અર્ચાઓમાં પણ અખંડ અનુસ્યુત હોવાથી એ પણ પરમાત્માના ઐચ્છિક શુદ્ધ રૂપો કહેવાય. મૂળરૂપ અગોચર [પ્રત્યક્ષ નહીં] હોવાથી અવતારરૂપો જેમ મુમુક્ષુ ધ્યાતાઓને ધ્યાનાલંબન માટે થાય છે તેમ અર્ચાઓ પણ અવતારરૂપ હોવાથી થાય છે. આવી તત્ત્વદૃષ્ટિએ જોઈએ તો જેમ પરમાત્માના અવતારો તદનન્ય તત્ત્વ છે તેમ અર્ચાવતારો પણ તદનન્ય તત્ત્વ છે. તત્ શબ્દથી મૂળ પરમાત્માનો પરામર્શ લીધેલો હોવાથી આ અર્થ સુસિદ્ધ થાય છે. એટલે અર્ચાઓમાં તત્ત્વભેદની કે અન્ય અવર તત્ત્વની કુસંગી કલ્પનાને સ્થાન જ નથી. અર્ચાઓમાં કોઈ પરરૂપની તો કોઈ અવતારરૂપોની સ્મારક છે. તેમાં મૂળરૂપ સદાય લક્ષ્મીવિશિષ્ટ શાસ્ત્રસિદ્ધ હોવાથી અને લક્ષ્મીનારાયણ એ કોઈના પણ અવતાર નહીં હોવાથી અર્ચારૂપ લક્ષ્મીનારાયણ તો મૂળ રૂપના જ સ્મારક છે અને અર્ચારૂપ રામકૃષ્ણ નરનારાયણાદિક તે તે અવતારરૂપોના સ્મારક છે એમ સર્વત્ર સમજી લેવું. હવે જો મૂળરૂપથી તદનન્ય અવતાર રૂપોથી પ્રતિમાઓને તત્ત્વતઃ ભિન્ન કે તદન્યતત્ત્વ [જીવ મુક્તાદિ] માનવામાં આવે તો તે પરમેશ્વરનાં રૂપો નહીં સિદ્ધ થતાં હોવાથી તેમની ધ્યેયતા તથા મોક્ષપ્રદતા ન જ ઘટે. એ મુદ્દો ખાસ સમજવાનો છે - એમ હોવાથી જ રૂપ સ્થાન સેવક કાર્ય આદિકથી ભેદ કહીને પણ છેવટે શિક્ષાપત્રીમાં તત્ત્વતઃ ભેદ નહીં જાણવાનો કહે છે.

હવે ઉદ્ધવ સંપ્રદાયની દૃષ્ટિએ અર્ચાઓનો અલ્પવિચાર કરીએ - "પૂર્વે જે શ્રીકૃષ્ણ વસુદેવસુત થઈ ગયા તે જ ફરીથી ધર્મસુત શ્રીહરિ રૂપે પ્રકટ થયેલા હોવાથી એ બંને એક જ પણ ભિન્ન નથી."

આવો તો ઉપોદ્‌ઘાત શાસ્ત્રીય સુદૃઢ ઘડ્યો છે. સંપ્રદાય મતે ઉપાસ્ય ઈષ્ટદેવ તરીકે શ્રીકૃષ્ણને જાણીને તેમના પરોક્ષ [અક્ષરધામસ્થ] અને પ્રત્યક્ષ [ભૂમિસ્થ] બે રૂપો જાણવાનાં કહીને સ્થાનક સેવક અને કાર્યને ભેદે કરીને તેમની મૂર્તિઓનું બહુપણું છે તે પણ જાણવાનું કહે છે. અંતે એ જ જે શ્રીકૃષ્ણ તે હરિકૃષ્ણ છે એમ નક્કી કર્યું છે. વાંચો વરતાલ ૧૮ તથા મધ્ય ૬૪ તથા ઉપોદ્‌ઘાતને. આવી સ્થિતિ હોવાથી સ્વાશ્રિતો પ્રત્યે શિક્ષાપત્રીમાં રાધાકૃષ્ણની ચિત્રાર્ચા શૈલી ધાતુની મૂર્તિ પૂજવાની આજ્ઞા કરી છે. સત્સંગિજીવનમાં ધર્મદેવે અંત સમયે મોટા-નાના બે પુત્રો પ્રત્યે 'જે શ્રીકૃષ્ણ પ્રતિમાને આપણે પૂજીએ છીએ તે આ તમારા ભ્રાતા શ્રીહરિની જ છે - એમ સમજીને પૂજજો અને તમને જે બે શ્રીકૃષ્ણના મંત્રો આપ્યા છે તે પણ આ શ્રીહરિના જ છે - એમ માનીને જપજો.' [પ્ર.૧, અ-૩૯] આથી બંનેની મૂર્તિ તથા નામની તત્ત્વતઃ એકતા નિશ્ચિત થઈ. દુર્ગપુર [ગઢડા]ના અભયાદિ અનન્ય ભક્તોને શ્રીહરિએ સ્વહસ્તે ધાતુની રાધાકૃષ્ણની મૂર્તિ નિત્યપૂજા માટે આપી. પૂર્વરૂપ શ્રીકૃષ્ણ કરતાં વર્ણિરૂપમાં ભાવાતિશય જાણીને તે મૂર્તિ પૂજવા આપી. પૂર્વરૂપ શ્રીકૃષ્ણ અને પ્રત્યક્ષરૂપ શ્રીહરિકૃષ્ણની પૂજા કરતાં તેઓ તેમની વચ્ચે ભેદને જાણતાં નહીં. સ્વયં થાળ કરીને જમાડવાની ઈચ્છાવાળા લલિતાને બંને મૂર્તિના પૂજન સમયે મનોરથની સિદ્ધિ થવાનું વરદાન આપ્યું. [પ્ર.૩, અ-૧] લલિતાએ નિત્ય પૂજ્ય પ્રતિમારૂપ ભગવાન્ રાધાકૃષ્ણ હરિકૃષ્ણ આગળ અન્નકૂટ પૂર્યો. [પ્ર.૩, અ-૧૯] આ કથાથી શ્રીકૃષ્ણની પૂર્વરૂપતા અને શ્રીહરિની અપરરૂપતા અને તે બંનેની તત્ત્વતઃ અભિન્નતા સુસિદ્ધ થાય છે.

ભાવિ મનુષ્યોના નિઃશ્રેયસ માટે મંદિરોમાં મૂર્તિઓ પધરાવવાના કરેલા વિચારને અનુસારે અમદાવાદમાં નરનારાયણ દેવને પધરાવીને મહાસભામાં એમનું ઓળખાણ એમ આપ્યું કે - ''અક્ષરધામમાં શ્રીકૃષ્ણ આપણા ઈષ્ટદેવ જે વિરાજે છે એ જ

ધર્મમૂર્તિની આરાધનાથી પ્રસન્ન થઈને તેમના થકી નરનારાયણરૂપે પ્રગટ્યા હતા. માતાપિતાને વરદાનથી સંતોષ પમાડીને પોતે બદરિકાશ્રમમાં ભારત પ્રજાના શ્રેય માટે તપ કરતા થકા આવી રહ્યા હતા. એ જ શ્રીકૃષ્ણ દેવોની પ્રાર્થનાથી ભૂભારહરણ માટે યદુકુળમાં પ્રકટ્યા હતા. તેમના સખા નર અર્જુન નામથી પ્રગટ્યા હતા, એથી નરનારાયણ નામથી કહેવાય છે, એમની જ સ્થાપના મેં આ મંદિરમાં કરી છે.'' [પ્ર.૪, અ.૨૫] આ રીતે અર્ચારૂપ નરનારાયણને અક્ષરધામી ઈષ્ટદેવ પરરૂપ શ્રીકૃષ્ણના બીજા રૂપથી ઓળખાવે છે. વરતાલમાં ''આ જે મધ્ય મંદિરમાં લક્ષ્મીનારાયણ સ્થાપ્યા છે તે સાક્ષાત્ દ્વારકાધીશ શ્રીકૃષ્ણ જાણવા. દક્ષિણ મંદિરમાં રાધાએ સહિત સ્થાપ્યા છે તે વૃંદાવનવિહારી શ્રીકૃષ્ણ જાણવા. રાધાકૃષ્ણની સમીપે જે મૂર્તિ સ્થાપી છે તે મારી છે. ઉત્તર મંદિરમાં ધર્મભક્તિ સાથે જે મૂર્તિ વાસુદેવ નામની સ્થાપી છે તે મારી છે. દ્વારકાધીશ ભગવાન્ શ્રીકૃષ્ણ છે એ જ લક્ષ્મીનારાયણ છે, એમના સ્વરૂપમાં ભેદ નથી. [પ્ર.૪, અ-૨૭] રાધાકૃષ્ણ નરનારાયણ અને નારાયણમુનિની છાપો કરાવી. જે સાક્ષાત્ ભગવાન્ કૃષ્ણ હરિ છે તે તો દુર્ગપુરમાં વિરાજે છે. એ જ દ્વારકામાં ચતુર્ભુજરૂપે વિરાજે છે. [અ.૩૦] એમ પ્રગટ શ્રીહરિ અને દ્વારિકાધીશમાં ભેદ ન જાણવાનો કહે છે. [અ.૩૪] આપણા ઈષ્ટદેવ સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ છે તેમનાં અનેક મંદિરો કરાવ્યાં છે. [અ.૪૦] એમ સર્વ મંદિરોને શ્રીકૃષ્ણના કહે છે. લક્ષ્મીનારાયણ દેશના ભક્તોને રાધાકૃષ્ણની અને નરનારાયણ દેશના ભક્તોને નરનારાયણની ચિત્રાર્ચા પૂજવા અપાવી. [અ.૫૪] જૂનાગઢમાં દ્વારિકેશ અને રાધારમણની મૂર્તિ સ્થાપના કરી. [પ્ર.૫, અ-૪૯] દુર્ગપુરમાં રાધા સાથે ગોપીનાથ નામના શ્રીકૃષ્ણની સ્થાપના શ્રીહરિએ કરી. [અ-૫૫]. પ્ર.૫, અ-૬૭માં સાક્ષાત્ હરિકૃષ્ણ અને તેમની નરનારાયણાદિ મૂર્તિઓમાં ભેદ નહીં જાણવાનો કહે છે. ''હું ભૂતળ ઉપર વૃત્તાલયમાં મેં

સ્થાપેલી હરિકૃષ્ણ વાસુદેવ લક્ષ્મીનારાયણ વૃંદાવનવિહારી મૂર્તિઓરૂપે વર્તુ છું. શ્રીનગરમાં નરનારાયણ નામથી હું જ વર્તુ છું. અહીં દુર્ગપુરમાં ગોપીનાથ નામથી હું જ વર્તુ છું એમ જાણો. ધોલેરા જૂનાગઢમાં મદનમોહન રાધારમણ આદિકરૂપથી હું જ રહ્યો છું - એમ જાણીને મારા વિરહની ચિંતા કોઈએ કરવી નહીં. મારે વિષે અને આ મૂર્તિઓ વિષે કિંચિત્ પણ ભેદ નથી. ભૂતળ ઉપર એ મૂર્તિઓ રૂપે હું જ સાક્ષાત્ રહ્યો છું. [પ્ર.૫, અ-૬૮] આ રીતે સર્વ અર્ચાઓને સ્વકીય પોતાથી અભિન્નપણે ધ્યેય પૂજ્ય કહે છે. ઉદ્ધવસંપ્રદાયનાં મંદિરોનું અસાધારણ લક્ષણ પ્ર.૪, અ-૫૫માં સવિસ્તર કહ્યું છે, તેમાં પાંચ પ્રકારનાં મંદિરો કહ્યાં છે. એક જ શ્રીકૃષ્ણની પ્રતિમાઓનું પંચધાપણું તો સ્થાનાદિ ભેદથી સમજવું, પણ વાસ્તવિક ભેદથી નહિ. વિવેચન તે થકી જાણવું.

ઉપર પ્રમાણે શ્રીહરિએ સ્થાપેલી મૂર્તિઓનું બાહુલ્ય હોવાથી તેમાં ધ્યાન કોનું કરવું ? એ એક પ્રશ્ન આવે છે. તેનો ઉત્તર હરિદિગ્‌વિજયના ઉલ્લાસ ૪૧માં એક જ મૂર્તિની પ્રયોજનવશાત્ અનેકધા કહીને, તેમાં સ્વરૂપથી ભેદ નહીં જાણવાનો કહીને, જેમાં રુચિ ઉપજે તે મૂર્તિનું ધ્યાન કરવાનું કહે છે.

ઉપર પ્રમાણે સંપ્રદાયમાં અર્ચાવતારનો વિશેષ વિસ્તાર ત્યાં ત્યાં થવા પામ્યો છે અને તેમની મૂળ પરંબ્રહ્મ જેટલી જ ધ્યેયતા પૂજ્યતા યુક્તિ પ્રમાણોથી પ્રતિપાદી છે. ઉપરની કથાઓ તથા પ્રમાણો જોતાં શ્રીકૃષ્ણ એ જ ફરીથી શ્રીહરિરૂપથી પ્રગટેલા હોવાથી સંપ્રદાયની તમામ મૂર્તિઓ શ્રીકૃષ્ણ નામવાળીને શ્રીહરિની માનો, કે શ્રીહરિની નામવાળીને શ્રીકૃષ્ણની માનો એમાં કશો બાધ-વિરોધ આવતો નથી, કેમકે બંને અનન્ય તત્ત્વ છે. શ્રીકૃષ્ણનાં બે રૂપો કહ્યાં તેમાં શ્રીકૃષ્ણના નામવાળી મૂર્તિઓ પૂર્વરૂપનું સ્મારક છે અને શ્રીહરિના નામવાળી મૂર્તિઓ અપર રૂપનું સ્મારક છે. એમ બંનેની

સાર્થકતા છે. લોયા-૧૧માં 'પણ મૂર્તિઓમાં ભેદ નથી' - એમ શ્રીમુખે કહ્યું છે.

ઉપર પ્રમાણેની સાંપ્રદાયિક સદ્ધર સદ્વ્યવસ્થા હોવા છતાં કેટલાક અભણ અજ્ઞાનીઓ પોતે માનેલા જીવકોટીના આ વ્યક્તિઓને પણ અર્ચાવતારો થકી પણ ઊંચે અવતારિ ઉપાસ્ય નંબરે લઈ જવાના પાપાશયથી સંતોના મિથ્યા મહિમા વાક્યોની ગોઠવી રાખેલી હારમાળાને આગળ ધરીને, અર્ચાઓને 'મૂર્તિ'માં રસબસ રહેનારા કોઈ ભક્ત મુકતની મૂર્તિઓ છે, અવતારો કરતાં ભક્ત મુકતોતો કોટી ઘણાં અધિક છે, પૂર્વે થયેલા શ્રીકૃષ્ણાદિકની નથી, એ મૂર્તિઓ સ્વતઃ ધ્યેય નથી, અપ્રત્યક્ષ અવાક્ અનુપયોગી છે.' ઈત્યાદિ અપશબ્દોથી જીવાદિ તુચ્છ પદે ઉતારી પાડે છે.

## અક્ષરધામનું નિરૂપણ

એકાંતિક ભક્તોને પ્રાપ્ય અને અતિસુખમય અક્ષરધામનું સ્વરૂપ અતિ રહસ્યમય છે. માટે મહર્ષિઓએ પુરાણોમાં વિસ્તારપૂર્વક કહ્યું નથી. છાન્દોગ્ય ઉપનિષદ, મહાભારત મોક્ષધર્મ, સ્કંધ આદિ પુરાણોમાં આ ધામનું સંક્ષિપ્તમાં વર્ણન કર્યું છે. આ અક્ષરધામ આ બ્રહ્માંડમાં ભૂરાદિ સાત સંખ્યાવાળા એકની ઉપર એક સાત આવરણો છે. નીચે એક અતળ આદિક સાત આવરણો છે. એવી રીતે ચૌદ લોક (ભુવનો) રહેલા છે. પચાસ કરોડ યોજન વિસ્તારવાળું પૃથ્વીનું આવરણ છે. આ કહેલા ચૌદ લોકને ચોતરફ વ્યાપીને રહેલું છે. પૃથ્વીનાં આવરણની પણ ઉપર જળ, તેજ, વાયુ, આકાશ, અહંકાર અને મહતત્વ - આ છ આવરણો વર્તે છે. એક એક આવરણની ઉત્તરોત્તર આવરણો દસદસ ઘણા વધારે છે. આ સાતેય મહાદિ આવરણોનું કારણ છે જે ત્રણ ગુણની સમાનતા રૂપ પ્રકૃતિ નામનું સમસ્ત કહેલાં આવરણોને ચોતરફ વ્યાપીને આવરણ

છે તે આઠમું આવરણ સર્વથી મોટું છે તે પ્રકૃતિનાં આવરણથી મહત્ અપરિછિન્ન ચિદાકાશ આદિ અને અંત રહિત છે. તે ચિદાકાશ પરમવ્યોમ શબ્દથી કહ્યું છે. ત્યાં ધામનાં એક દેશનાં તેજની સમીપમાં એકીસાથે ઉદય પામેલા કરોડ પરિમિત ચંદ્ર, સૂર્ય અને અગ્નિનું એક સ્થાને રહેલું મહાતેજ પણ ખદ્યોત (આગિયો) પણાને પામી જાય છે. આવું તેજોમય ધામ છે. તે ચિદાકાશમાં આનંદપ્રચુર મહાનદી સુધાપુરમયી અનંતા ગંભીર નિત્યસિદ્ધ પ્રવહર કરે છે. તે સુધાસિંધુ સ્વરૂપ વિરજા નદીના મધ્યમાં ગોળાકારે સત્ય સ્વરૂપ અત્યંત તેજથી પૂર્ણ અતિ રમણીય સદા આનંદપૂર્ણ સનાતન મહત્દ્વીપ છે. અમાયિક કામધેનુના સમૂહો રમણીય દેહવાળી અને દિવ્ય વૃષભોથી અને બીજા અનેક પ્રકારનાં મૃગ-પક્ષીઓથી સેવાયેલો છે.

પારિજાત કલ્પવૃક્ષ મન્દારાદિ વૃક્ષો, મોગરો, જૂઈ વગેરે લતાઓથી ચોતરફ વીંટાયેલો; ફળો અને પુષ્પોની સદા સંપત્તિઓ જેમાં છે એવા વૃન્દાવનાદિ ઘણા પ્રકાશવાળા બગીચાઓ અને નદીઓ અને પદ્માકરો, વાવ્યો તથા દિવ્ય મણિમય પર્વતોથી વીંટાયેલો છે. તેજોમય, સુખરૂપ, અમાયિક અને નિત્ય શોભાવાળા આ સર્વે કામદૂધાના સમૂહોથી વીંટાયેલો સત્યદ્વીપ અતિશય શોભે છે. તે સત્ય દ્વીપમાં લોકાલોક પર્વતને તુલ્ય કમળની પેઠે ગોળાકાર નિત્ય અપ્રાકૃત શતશૃંગ પર્વત નામનો કિલ્લો વર્તે છે તે આ મહાદુર્ગ સુબળ, પ્રબળ, વગેરે દ્વારપાળ પાર્ષદોએ અધિષ્ઠાન કરેલા ચાર ઊંચા દરવાજાઓ વડે સુશોભિત ચાર દિશાવાળું સદા મૂર્તિમાન સુદર્શનાદિ દિવ્ય આયુધોએ સંરક્ષણ અને મૂર્તિમાન અણિમાદિ મહાસિદ્ધિઓએ આશ્રય કરાયેલો વર્તે છે. તેવા પ્રકારના દુર્ગની મધ્યે દિવ્ય અતિ તેજોમય શુભ ભૂમિ વર્તે છે. તે ભૂમિની ઉપમા આ બ્રહ્માંડમાં કોઈપણ સ્થાને મળતી નથી. માટે તે ભૂમિને ન હોય તેવી એટલે અભૂતોપમાંથી બતાવું છું. જો આ પ્રકારે કદાચિત્ થાય તો તે

દૃષ્ટાંતથી ભૂમિની ઉપમા આપી શકાય. સમગ્ર પર્વતોએ સહિત વર્તતી આ સમગ્ર ભૂમિ નિર્મલ કાચની હોય, સ્થાવર જંગમરૂપા સર્વે આકૃતિઓ સ્વચ્છ કાચની હોય. જેટલી સંખ્યાવાળા આકાશમાં રહેલાં ગ્રહ, નક્ષત્રો અને તારાઓ છે, અતિ પ્રકાશ કરનારાં છે તેટલી સંખ્યાવાળા સૂર્યો હોય તે સૂર્યોથી પ્રકાશપણાને પમાડેલી અત્યંત મનોહર આશ્ચર્યરૂપ કાચમયી ભૂમિએ સહિત ભૂમિ તે તુલ્યપણે કહેવાય જ. શ્રીસ્વામિનારાયણનું સનાતન તે એ પરમધામ છે. ગોપો અને ગોપીઓના સમુદાયોથી વ્યાપી જે ધામ એમ તેને જાણનારા ઉપદેશે છે, જેથી તે ધામ સર્વ પ્રકારે મનોહર માટે અતિશય દર્શનીય છે. તે ધામમાં જે રત્નાદિ વસ્તુસમુદાય તે તે સર્વ દિવ્ય છે. તે ધામમાં પ્રકૃતિથી મુક્તભાવને પામેલા પુરુષો અને સ્ત્રીઓને પણ સુંદર અતિ પ્રકાશમાન અપરિમિત ભવનો છે જ. તેના મધ્ય પ્રદેશમાં કરોડો સૂર્યની માફક મનોહર અતિ શ્વેત વર્ણવાળું સચ્ચિદાનંદરૂપ મહાન તેજ વર્તે છે. જે તેજને અક્ષરબ્રહ્મ, સર્વાધાર તથા અમૃત સંજ્ઞા, આદિ અને અંતથી રહિત અપરિચ્છિન્ન સ્વયંજ્યોતિ સનાતન, ઉપનિષદો કહે છે. અષ્ટાંગ યોગની સિદ્ધિ પામેલા યોગીઓ પોતાના દેહની અંદર મૂલાધારાદિ છ ચક્રોને ઉલ્લંઘન કરી બ્રહ્મરંધ્રમાં સહસ્ર દલપદ્મમાં શ્રીસ્વામિનારાયણના અનુગ્રહથી જે તેજ જુએ છે, તે એ સર્વ ધામોથી અત્યુત્તમ કાલ માયાના ભયથી રહિત શ્રીસ્વામિનારાયણનું અક્ષરધામ જાણવું. અક્ષરધામમાં શ્રીસ્વામિનારાયણનું ચોતરફ વિસ્મય પમાડનારું દિવ્ય-અતિ સુંદર ભવન (મંદિર) વર્તે છે તે મંદિરની સુંદરતાને વર્ણન કરવા માટે કોઈ સમર્થ નથી જ. તે મંદિર કરોડો સૂર્યોથી અતિશય પ્રકાશમાન જે રત્નના સ્તંભોથી અતિ પ્રકાશમાન તે મંદિર સમગ્ર સંપત્તિઓ અને અણિમાદિ સમગ્ર સિદ્ધિઓથી સેવાયેલું; એકાંતિક અસંખ્ય મુક્ત પુરુષોએ આશરેલું અને શ્રીસ્વામિનારાયણની એકાંતિકી ભક્તિવાળી મુક્તભાવને પામેલી

અસંખ્ય સ્ત્રીઓએ આશ્રય કરાયેલું; તે મંદિરમાં રમણીય સિંહાસનમાં રહેલાં રાધા-લક્ષ્મી વગેરે પોતાની પત્નીઓએ સેવા કરાયેલા પુરુષોત્તમ નારાયણ વિરાજે છે જ. કોઈપણ લોકમાં તેવું ભવન નથી જે ભવનની સાથે પુરુષોત્તમ નારાયણના ભવનની ઉપમા અપાય, માટે ઉપમાએ રહિત પુરાણયજ્ઞોએ કહ્યું છે. તે અક્ષરધામમાં કોટાનકોટિ મુક્ત પુરુષો અને સ્ત્રીઓ અપરિમિત દિવ્ય ભોગસ્થાનો છે જ. તે અક્ષરધામમાં મુક્ત સ્ત્રી-પુરુષોના સર્વે ભોગો પણ દિવ્ય સુખરૂપ અને નિત્ય છે અને સર્વે ભોગોપકરણો પણ દિવ્ય, સુખરૂપ અને નિત્ય છે. જેમ પૃથ્વીલોકમાં પૃથ્વી આદિ પંચ ભૂતાત્મક મનુષ્યોના ભોગો પંચ ભૂતાત્મક છે તથા અક્ષરધામમાં ચૈતન્યમય દેહોવાળાં તે મુક્ત સ્ત્રી-પુરુષોના ભોગો ચૈતન્યરૂપવાળા છે જ. એ સર્વે ભોગો ભોગવનારા અને ભોગનાં ઉપકરણો તેજોમય સત્ત્વાદિ પ્રાકૃત ગુણે રહિત, નાશે રહિત સત્યરૂપ, જ્ઞાનરૂપ અને આનંદરૂપ છે, દિવ્ય તથા ઉપમાએ રહિત કહેલા છે. અક્ષરધામમાં રહેતા પુરુષો અને સ્ત્રીઓ દિવ્ય મૂર્તિઓ માયિક ઇન્દ્રિયો અને પ્રાણોએ રહિત દિવ્ય અલંકારો વસ્ત્રો જેમને છે એવા છે. અક્ષરધામમાં સ્ત્રીપુરુષોને સાક્ષાત્ પરમાત્માથી જ સુખની ઇચ્છા છે, બીજી કોઈ વસ્તુથી સુખની ઇચ્છા નથી, તે પરમાત્મા પોતાના સમગ્ર ભક્તજનોને પણ સર્વકાળે સરખું સુખ આપે છે જ. સચ્ચિદાનંદ રૂપવાળા સર્વેનું શરીરસૌંદર્ય, સંપત્તિ, ઐશ્વર્ય, નિવાસસ્થાન, ભોગ્ય વસ્તુઓ, સુખો અને આનંદો સમાન છે. તે અક્ષરધામમાં ભોગાદિની ન્યૂનતા અથવા અધિકતામાં કારણ તો ત્યાં રહેલા ભોગોને ભોગવનારાં ભક્તજનોની એક કેવળ ઇચ્છા જ સર્વ પ્રકારે છે; બીજો કોઈ હેતુ ક્યારે ય પણ નથી. જેમ કોઈ રાજા સમગ્ર ભોગોથી સંપન્ન હોવા છતાં પણ પોતાની ઇચ્છાથી જ ભોગોને ભોગવે છે અથવા નથી ભોગવતો તે પ્રકારે અક્ષરધામમાં રહેલા મુક્તો પણ પોતાની ઇચ્છાથી ભોગોને ભોગવે છે અથવા નથી

ભોગવતા. અક્ષરધામમાં રહેલાં સ્ત્રી-પુરુષોને પરસ્પર કામવાસના નથી, પરંતુ સર્વેને એક ભગવાનની સેવા કરવી એ જ વાસના છે; વળી, અક્ષરધામના મુક્તોના એક એક રોમનું તેજ પણ કરોડો સૂર્ય સમાન છે. તેવા પ્રકારનું સમગ્ર મુક્તોના અંગના તેજથી પણ અક્ષરધામના એક અલ્પ પ્રદેશમાં રહેલું મહાતેજ અધિક છે. આ પ્રકારે જાણવું. તેવા પ્રકારના મહાતેજ યુક્ત અક્ષરધામનું પણ સમગ્ર મહાતેજ છે તે પણ શ્રીસ્વામિનારાયણ ભગવાનનાં ચરણકમળના સર્વ નખોમાં એક નખના તેજ જેટલું જ છે. અક્ષરધામની અંદર રહેલા મહામંદિરમાં નવીન મેઘની માફક સ્નેહયુક્ત નીલ વર્ણથી સુંદર પોતાના શરીરના અતિશય તેજના સમુદાય આવરણ હોવાથી ચંદ્રમાની માફક શ્વેત વર્ણવાળા શ્રીસ્વામિનારાયણ સદા દ્વિભુજ વિરાજે છે. દિવ્ય વિગ્રહવાળા શ્રીદામા-નંદ વગેરે જેમાં છે એવા સુનંદાદિ પાર્ષદોએ શ્વેત છત્ર અને બે ચામરો અને વીરણના વાળાના પંખાઓથી પરિચર્યા કરાયેલા; અનેક બ્રહ્માંડોના અધિપતિ શિવ, બ્રહ્મા, વગેરે અને બીજા મુક્તોએ ચંદન, પુષ્પ, વસ્ત્રાદિથી પૂજાયેલા; ભક્તિ જે પોતાની પત્નીની સાથે ધર્મ પ્રજાપતિ અને છ ઐશ્વર્યાદિ અને ઋગાદિ ચાર મૂર્તિમાન વેદોએ સ્તુતિ કરાયેલા અનેક કોટિ બ્રહ્માંડોના રાજાધિરાજની લક્ષ્મીવાળા ભગવાન પુરુષોત્તમ નારાયણ સદા વિરાજમાન છે. તે શ્રીસ્વામિનારાયણના પૂર્વે કહેલા પોતાના ભક્તોમાં જે ભક્તો જેવા પ્રકારની પોતાની મૂર્તિને જોવાની ઈચ્છા હોય તે ભક્તોને તેવા પ્રકારનું પોતાનું દર્શન આપે છે જ. તે કહ્યા પ્રમાણેના અક્ષરધામમાં કેટલાક ભક્તો પરમાત્માને ચતુર્ભુજ જુએ છે, કેટલાક આઠ ભુજાવાળા જુએ છે તથા કેટલાક હજાર બાહુવાળા જુએ છે. શ્રીસ્વામિનારાયણનું સદા આનંદરસથી પરિપૂર્ણ સ્વરૂપવાળું અક્ષરધામ પરમ કહેલું છે; અતર્ક્ય અને અગમ્ય છે. શ્રીસ્વામિનારાયણના અવતારો થાય તે અવતારોની ઉપાસનાથી પોતપોતાના ધર્મમાં નિષ્ઠાવાળા ભક્તોએ

શ્રીસ્વામિનારાયણના અવતારોના અનુગ્રહથી તે અક્ષરધામને પમાય છે.

આ ધામનો વિસ્તાર સત્સંગીજીવન પ્રકરણ-૩ અધ્યાય-૪૧માં કર્યો છે, ત્યાંથી વિસ્તાર જાણી લેવો. અક્ષરધામમાં મુક્તોનો દેહ પરમાત્માની સેવા માટે જ અંગીકાર કરેલો છે. આ મુક્તો પરમાત્માની સેવાને અનુરૂપ પોતાના દેહને પાદુકા, છત્ર, છડી આદિકમાં પરિવર્તન કર્યા કરે છે. મુક્તોનો મુખ્ય ધ્યેય પોતાનો દેહ પરમાત્માની સેવામાં આવે તેમ વર્તતા હોય છે. મુક્તોનો દેહ દિવ્ય હોવાથી ભૂખ, તરસ, શોક, મોહ, જન્મ, મરણ - આ છ ઊર્મિઓથી પર હોય છે. એટલે કે તેમને ભૂખ, તરસ આદિક છ ઊર્મિ નડતરરૂપ નથી. આ ધામમાં સુખ સુખ અને સુખ જ છે. તો આવા દિવ્ય અક્ષરધામમાં આપણે નિવાસ કરવો હોય તો સર્વોપરી શ્રીસ્વામિનારાયણ પરમાત્માનો અનન્ય આશ્રય કરી ધર્મવંશી આચાર્ય મહારાજ થકી દિક્ષામંત્ર મેળવી શિક્ષાપત્રીની આજ્ઞા પાળવાથી આ ઘોર કળિકાળમાં પણ ભગવાન સ્વામિનારાયણ પોતાના આશ્રિતોને અંતસમયે પોતાનાં ધામમાં લઈ જવા આવે છે.

## ધામ એક નામ અનેક ?

સંપ્રદાયનાં મુખ્ય માન્ય શાસ્ત્રોમાં પરમાત્માના નિવાસસ્થાન અને મુક્તપ્રાપ્ય તરીકે કોઈક સ્થળે ગોલોકને તો કોઈક સ્થળે અક્ષરને તો કોઈ સ્થળે ગોલોક મધ્યવર્તી અક્ષરને કહે છે. તો કોઈક સ્થળે બ્રહ્મપુર, વૈકુંઠ, પરમપદ આદિક શબ્દોથી પણ કહે છે. તેની હવે શાસ્ત્રાનુસાર સંગતિ કરીએ.

શિક્ષાપત્રી શ્લોક ૧૨૧ પ્રમાણે "ગોલોક નામનું ધામ છે તે અમને ઈપ્સિત છે અને તે ગોલોકમાં બ્રહ્મરૂપ થકા જે શ્રીકૃષ્ણની સેવા કરવી તે મુક્તિ અમને ઈપ્સિત છે." આથી પરમાત્મા શ્રીસ્વામિનારાયણનું નિવાસસ્થાન અને આશ્રિત મુક્તોને પામવાનું

સ્થાન ગોલોક નામથી કહ્યું. સત્સંગીજીવન પ્રકરણ-૩ અધ્યાય-૧ શ્લોક-૨ "શ્રીહરિના એકાંતિક ભક્ત અભયરાજા ભૌતિક દેહનો ત્યાગ કરીને દિવ્ય દેહને પામીને તેમના (સ્વામિનારાયણ ભગવાનના) ગોલોકધામને પામ્યા." સત્સંગીજીવન પ્રકરણ-૩ અધ્યાય-૨૨ શ્લોક-૫૦ "એકાંતિક, ભક્ત, સંત, ભાગવત ઈત્યાદિક સંજ્ઞાથી કહેવાતા તે આ સત્સંગીઓ દેહને અંતે ઉત્તમ ગોલોકધામને પામે છે. જે આ ધામમાં પરમેશ્વર શ્રીરાધાકૃષ્ણ વિરાજે છે." સત્સંગીજીવન પ્રકરણ-૩ અધ્યાય-૨૬ શ્લોક-૭૭ "ધર્મસિદ્ધિને પામેલો પુરુષ દેહને અંતે મહાપ્રભુજીનાં પરમ ગોલોક નામનાં ધામને પામે છે." સત્સંગીજીવન પ્રકરણ-૪ અધ્યાય-૫૨ શ્લોક-૨૫, ૨૬ "આચાર્ય દીક્ષિત એકાંતિક ભક્તો દેહને અંતે સૂર્ય સદશ પ્રકાશમાન વિમાનમાં બેસીને ગોલોક નામનાં પરમ વિષ્ણુધામને પામીને દિવ્ય દેહને પામે છે. તેઓ તે ધામમાં શ્રીદામા-નંદ આદિક મુક્ત પાર્ષદોએ રાજોપચાર વડે સેવા કરાતા શ્રી રાધાકૃષ્ણને પામતા ઈપ્સિત સુખને પામે છે." સત્સંગીજીવન પ્રકરણ-૪ અધ્યાય-૬૭ શ્લોક-૩૯ "ધર્મામૃતમાં કહેલા ધર્મમાં નિષ્ઠાવાળા જે એકાંતિક વૈષ્ણવો (ભક્તો) છે તેઓ અહીં ભૌતિક દેહોને ત્યાગ કરીને દિવ્ય તનુને પામીને ગોલોકધામને પામે છે." સત્સંગી જીવન પ્રકરણ-૪ અધ્યાય-૪૦ શ્લોક-૩૯ "જે મારા ભક્તજનો આ બંને આચાર્યો અને તેમના વંશ થનારા આચાર્યોનો આશ્રય કરશે. તેમને ભગવાન શ્રીકૃષ્ણ દેહને અંતે પોતાના ગોલોકધામ પ્રત્યે તેડી જશે." ટીકામાં ધામ શબ્દથી ગોલોક લીધું છે. સત્સંગી જીવન પ્રકરણ-૨ અધ્યાય-૨૮ શ્લોક-૧૧માં પોતાના ભક્તોને ગોલોકધામ પ્રત્યે તેડી જનારા શ્રીહરિની સ્તુતિ કરતાં તેમને આવું વિશેષણ અપાયું છે. સત્સંગીજીવન પ્રકરણ-૩ અધ્યાય-૩૦ શ્લોક-૪૮ "જે જનો ઉદ્ધવ સંપ્રદાયમાં રહીને નામમંત્રને યથાવિધિ જપે છે. તેઓ કમલાપતિ [illegible] ળ ગોલોક

નામના પરમધામને પામે છે.'' સત્સંગીજીવન પ્રકરણ-૪ અધ્યાય-૫૩ શ્લોક-૮૫ ''હે સન્મતે ! આ રીતેનું સ્વધર્મમાં રહેવાપૂર્વક ભગવતભક્તિને કરતાં દેહને અંતે ગોલોકને પામીને રાધિકાજીની પેઠે નિત્ય ઈપ્સિત સુખને પામીશ.'' આ આત્મનિવેદીની સ્ત્રીભક્તો પ્રત્યે ગુરુપત્નીનું આશીર્વચન છે. સત્સંગીજીવન પ્રકરણ-૫ અધ્યાય-૧૯ શ્લોક-૯૫ ''હે દ્વિજેન્દ્ર ! આ સદાચાર વિધિને જે પુરુષ શ્રદ્ધાભક્તિ સહિત પાળે તે આ લોકમાં કીર્તિને પામીને દેહને અંતે ગોલોકપદને પામે છે.'' સત્સંગીજીવન પ્રકરણ-૫ અધ્યાય-૩૨ શ્લોક-૩૭ ''બીજા ભક્તિ સહિત પતિવ્રતા ધર્મનું ગોલોક પ્રાપ્તિરૂપ ઉત્તમ ફળ કહ્યું છે.'' સત્સંગીજીવન પ્રકરણ-૫ અધ્યાય-૭૦ શ્લોક-૬૭ ''આખા સત્સંગી જીવનના શ્રોતા પ્રતાપસિંહ રાજા પણ અલ્પકાળમાં ભગવાન શ્રીહરિના પરમ ગોલોકધામને પામી ગયા.'' સત્સંગી જીવન પ્રકરણ-૨ અધ્યાય-૪૪ શ્લોક-૭૯ ''ગોલોકના અધિપતિ શ્રીકૃષ્ણ તમે છો.'' એમ શ્રીહરિને ગોલોકના અધિપતિપણે કહે છે.'' સત્સંગીજીવન પ્રકરણ-૨ અધ્યાય-૧૮ શ્લોક-૩૭ ''ભૂજના સુંદરજીએ ગોલોકેશપણે શ્રીહરિની સ્તુતિ કરી છે.'' સર્વમંગળ સ્તોત્રમાં પણ શ્લોક-૨૧૧ ''શ્રીહરિનાં હજાર નામોનો પાઠ કરનારો કે શ્રવણ કરનારો જન દેહને અંતે શ્રીહરિના ગોલોકધામને પામે છે.'' વચનામૃત મધ્ય-૧૯ ''અને ગોલોકમાં ગયા તથા ભગવાનના અનંત પાર્ષદ દીઠા.'' (એમ ગોલોકધામમાં પોતે જવાનું કહીને તેનો ઉત્કર્ષ બહુ કહ્યો છે.) વચનામૃત ગ્રંથને સંસ્કૃતમાં સદ્‌ગુરુ શતાનંદ સ્વામી રચિત હરિવાક્ય સુધાસિંધુ કહે છે. તેના તરંગ-૧ શ્લોક-૧૫માં શ્રીકૃષ્ણની ઇચ્છાથી જ બ્રહ્મમય દેહને પામીને ગોલોકધામને પામે છે. તરંગ-૯ શ્લોક-૧૦ ''ગોલોકના અધિપતિ જે છે તે જ સ્વયં અહીં પધાર્યા છે પણ બીજો કોઈ નહીં.'' ભક્તચિંતામણીમાં તો નિષ્કુળાનંદ સ્વામીએ શ્રીજી મહારાજ અંતર્ધાન થઈ પોતાના ગોલોક ધામમાં ગયાની વાત લખી

છે. પ્રકરણ-૧૬૨ ચોપાઈ-૪ '**करी काज महाराज मोटा। गया पोते गोलोक।**' આમ ગોલોકધામનું શાસ્ત્રોક્તપ્રમાણ ઉપર પ્રમાણે કરવું.

વળી, સંપ્રદાયનાં એ જ શાસ્ત્રોમાં અનેક સ્થળે એ જ પરમાત્માનાં નિવાસસ્થાનને તેમજ મુક્ત પ્રાપ્યસ્થાનંને અક્ષરધામ શબ્દથી કહે છે. સત્સંગીજીવન પ્રકરણ-૧ અધ્યાય-૪ શ્લોક-૫ "જે શ્રીહરિ પોતાના ભક્તોને દેહને અંતે પોતાના માયાના તમ થકી પર અક્ષરધામ પ્રત્યે તેડી જાય છે." સત્સંગીજીવન પ્રકરણ-૧ અધ્યાય-૧૯ શ્લોક-૩ "હે હરે ! તમારું ધામ પરાત્પર બૃહદ્ અક્ષર અવ્યય સદા માનેલું છે. સત્સંગીજીવન પ્રકરણ-૪ અધ્યાય-૪૬ શ્લોક-૬ "ભગવાન પોતાના અક્ષર નામના ધામમાં મુક્તો સાથે નિત્ય વિલાસ કરે છે." સત્સંગીજીવન પ્રકરણ-૫ અધ્યાય-૫૩ શ્લોક-૫ "નારાયણ વાસુદેવ ભગવાન અક્ષરધામમાં વિરાજમાન છે." વચનામૃત પ્રથમ-૨૧ "એકાંતિક ભક્ત.... અર્ચિમાર્ગે કરીને ભગવાનના અક્ષરધામને પામે છે." પ્રથમ-૪૨ "ગોપીઓ.... ગુણાતીત થઈને નિર્ગુણ એવું જે અક્ષરધામ તેને પામીયો." લોયા-૧૮ "તમે તો નારાયણ છો. માટે તમારું ધામ દેખાડો. ત્યારે અક્ષરધામ દેખાડ્યું." મધ્ય-૬૪ "ભગવાન શ્રીકૃષ્ણ.... પોતાના અક્ષરધામરૂપી જે તખત તેને વિશે સદા વિરાજમાન છે." આ રીતે ભગવાનના નિવાસસ્થાનભૂત મુક્તપ્રાપ્ય ધામને અક્ષર શબ્દથી કહ્યું છે.

વળી, એના એ જ શાસ્ત્રોમાં ગોલોકના મધ્યને વિશે વર્તતા અક્ષરધામને ભગવાનના નિત્ય નિવાસસ્થાન તરીકે તેમજ મુક્તપ્રાપ્ય સ્થાન તરીકે કહે છે. સત્સંગી જીવન પ્રકરણ-૧ અધ્યાય-૨૨ શ્લોક-૨૬ "ગોલોકની અંદર વર્તતા દિવ્ય અક્ષરધામમાં ભગવાન વિરાજમાન છે." સત્સંગીજીવન પ્રકરણ-૧ અધ્યાય-૫૯ શ્લોક-૯૨ "ગોલોકની અંદર વર્તતા દિવ્ય અક્ષરધામમાં

વિરાજમાન છે.'' વચનામૃત પ્રથમ-૭ ''પોતાના ગોલોકધામને વિશે જે બ્રહ્મજ્યોતિ તેને વિશે રહ્યા છે.'' વડતાલ-૧૮ ''માયાના તમ થકી પર એવો જે ગોલોક તેને મધ્યે જે અક્ષરધામ તેને વિશે શ્રીકૃષ્ણ ભગવાન રહ્યા છે.'' ઉપોદ્‌ઘાત ''શ્રી ગોલોકના મધ્યને વિશે ભગવાનનું અક્ષરધામ છે.''

ઉપર પ્રમાણે મુક્તપ્રાપ્ય ભગવદ્‌ધામને અનેક નામોથી પણ કહે છે. તેની એકાર્થરૂપ સંગતિ થવાની જરૂર છે. જો જુદાજુદા માનવામાં આવે તો, એકાર્થતા ન થતા અસંગતિ કે વિરોધનો અવધિ જ ન રહે. અને કશું જ તત્ત્વ નક્કી કહેવાય નહીં. જેમ પરમાત્મા એક જ હોય ને તેમના વાચક શબ્દો સત્‌, બ્રહ્મ, ઈશ, આત્મા, નારાયણ, પરંબ્રહ્મ, ભગવાન આદિક અનેક આવે છે. તેની સંગતિ એક પરમાત્મા જ કરવામાં આવી છે. તેમ ધામ વાચક શબ્દોની પણ એકાર્થ સંગતિ સાથે જ્ઞાનવૃદ્ધોએ કરી છે કંઈ કાચું રાખ્યું નથી. વચનામૃત ઉપોદ્‌ઘાતમાં પ્રથમ જ ''ગોલોકના મધ્યને વિશે ભગવાનનું અક્ષરધામ છે.... જેને બ્રહ્મપુર કહે છે, અમૃતધામ કહે છે, પરમપદ કહે છે, અનંત અપાર કહે છે, બ્રહ્મ કહે છે, ચિદાકાશ કહે છે.'' આવું વાક્ય લખ્યું છે. આ ઉપરથી બધા શબ્દો પર્યાયવાચી હોવાનો અભિપ્રાય ચોક્કસ થાય છે. વચનામૃતમાં એક જ પ્રકરણ ચાલતું હોય છે તેમાં જુદાજુદા શબ્દો વાપર્યા હોય છે પણ વસ્તુ તો એક જ હોય છે. આ બાબતનો પૂરેપૂરો ટેકો સત્સંગી જીવન પ્રકરણ-૩ અધ્યાય-૪૧ કે જે ખાસ સંપૂર્ણધામ વર્ણન માટે છે તેના શ્લોક-૨, ૩ની ટીકામાં ધામવાચક શબ્દો વૈકુંઠ, ગોલોક, અક્ષર, બ્રહ્મપુર આદિક અનેક આવે છે પણ વસ્તુ તો એક જ છે. એક જ વસ્તુને અનેક નામથી કહે છે. આમ અક્ષરધામ કહો, વૈકુંઠ કહો, ગોલોક કહો, બધું એક જ છે.

ઘણેક સ્થળે અમુક એક જ શબ્દથી કહે છે પણ તેનું સંપૂર્ણ વર્ણન તો ત્યાં હોતું નથી. સંપૂર્ણ વર્ણન તો શિક્ષાપત્રી શ્લોક-

૧૨૧ની ટીકામાં કહ્યા મુજબ શ્રીકૃષ્ણ જન્મખંડમાં તથા વાસુદેવ માહાત્મ્યમાં છે. એના આધારવાળું આખું વર્ણન સત્સંગીજીવન પ્રકરણ-૩ અધ્યાય-૪૧માં છે. જેનું વર્ણન આપણે ઉપર વિસ્તારથી જોયું. જ્યારે ધામનું આખું સ્વરૂપ સમજવું હોય તો એ પ્રકરણનો પૂર્વાપરના અનુસંધાનથી પૂરેપૂરો વિચાર કરવો પડે. સત્સંગીજીવન પ્રકરણ-૩ અધ્યાય-૪૧માં અક્ષરધામને વર્ણવતા પ્રથમ અષ્ટ આવરણ થકી પર ચિદાકાશ તેની અંદર ગોલોક અને તેના મધ્યને વિશે અક્ષરધામને કહે છે. આની સંગતિ પરમવ્યોમ પર્યાય ચિદાકાશને આખા લોક કે દેશ તરીકે, ગોલોકને પુર કે નગર તરીકે અને અક્ષરધામને તદ્નુવર્તી તેજોમય ચોક કે મંદિર ભવન તરીકે સમજવું ઘટે. જેમ અમુક દેશમાં અમુક મહાનગર અને તેમાં મહામંદિર કહેવાય છે તેમ કોઈ સ્થળે આખો દેશ કહેવાતા તો કોઈ સ્થળે મહાનગર તો કોઈ સ્થળે મહામંદિર કહેવાતા અભિપ્રાયથી જુદાજુદા શબ્દો વપરાયા હોય, પરંતુ એક આખું ધામરૂપ વસ્તુ કહેવાતાં સર્વમાં અનુસ્યુત અભિપ્રાય સમજી લેવો. એકબીજાને કશો સંબંધ જ ન હોય એવી તદ્દન જુદી વ્યક્તિઓ આ સમજવાની નથી. આ બાબતને ધામવર્ણનકાર મહાજનો જ સ્પષ્ટ સમજાવે છે. સત્સંગીજીવન પ્રકરણ-૪ અધ્યાય-૬૭માં **'गोलोकं धाम यान्ति हि'** - આવું મૂળ પદ છે. આનું વ્યાખ્યાન ટીકામાં **'तात्स्थ्यात्ताच्छब्ध्यम्' 'इति न्यायात् गोलोकमध्यावस्थिततत्वेन गोलोकशब्दाभिहितं धाम अक्षरपदम्'** - આ પ્રકારે કર્યું છે. અર્થ એ છે કે - 'તેની અંદર રહેલું હોવાથી તે શબ્દથી તેને લઈ શકાય.' એવો ન્યાય હોવાથી અક્ષરધામ એ ગોલોકનાં મધ્યમાં રહેલું હોવાથી ગોલોક શબ્દથી પણ કહી શકાય, જેમ કે નગરનિવાસીજનોને નગર શબ્દથી લેવાય છે તેમ. એવા પ્રયોગો તો બહુ આવે છે. ઉપરના ન્યાયના નિર્દેશથી એ નિર્ણય થયો કે, જ્યાં એકલો ગોલોક શબ્દ આવે ત્યાં પણ તેની અંદર વર્તતું અક્ષરધામ

સમજી લેવું અને જ્યાં એકલો અક્ષર શબ્દ આવે ત્યાં ગોલોકની અંદર વર્તતું હોવાથી ગોલોક સાથે સંબંધ ધરાવતું જ સમજી લેવું. પણ તદ્દન જુદું બીજું નહીં. એમ થતાં બંને જુદી વ્યક્તિ નથી, એ નક્કી થયું. આ રીતે ઉપરનો ન્યાય લઈને ગોલોક અક્ષરની એકાર્થતાનો પ્રયત્ન જ્ઞાનવૃદ્ધોએ અંતરિતોનાં ભ્રમનિવારણ માટે પ્રથમથી જ કરેલો જોવામાં આવે છે.

ઉપર પ્રમાણે ગોલોક અક્ષરની એકાર્થતા નક્કી થઈ. હવે વૈકુંઠની વાત કરીએ. રામાનુજ સંપ્રદાયમાં મુક્તપ્રાપ્ય ભગવદ્‌ધામને વૈકુંઠ શબ્દથી વિશેષતઃ વ્યવહરે છે. આ ધામને નિરૂપવા શ્રુતિ સ્મૃતિમાં પ્રમાણો પણ એના એ જ સ્વગ્રંથોમાં આપ્યાં છે. આ ધામને અક્ષર પરમાકાશ શબ્દથી પણ કહે છે. શિક્ષાપત્રી શ્લોક-૨૯ ટીકામાં વૈકુંઠ અને અક્ષરની પર્યાયતા કહી છે. લોયા-૧૪માં રામાનુજનો મત કહેતા ''પોતાના અક્ષરધામને વિશે સદા દિવ્યાકાર થકી રહે છે.'' એમ અભિમત વૈકુંઠ શબ્દને સ્થાને અક્ષરધામ શબ્દમાં લીધો છે. ભાગવત સ્કંધ-૧૧ અધ્યાય-૧માં **'स्वपदं'** આનું ભક્તરંજની ટીકામાં અક્ષર વૈકુંઠની એકતા જણાવી છે. ભાગવત સ્કંધ-૧૧ અધ્યાય-૧૧માં ગોપાળાનંદ સ્વામીની ટીકામાં અહીં શ્રીકૃષ્ણ ક્યાંથી અવતર્યા હતા ? તો પોતાના બ્રહ્મપુર સ્થાન થકી. બ્રહ્મપુર એ શું ? તો તેને જણાવવા તેના વૈકુંઠ ગોલોક અક્ષર પરમપદ પરમવ્યોમ આદિક પર્યાય શબ્દો જણાવ્યા છે. આ રીતે આ બધા શબ્દોને પર્યાયવાચી ઠરાવીને તેના નિવાસી એક જ શ્રીકૃષ્ણને નિરૂપ્યા છે. એવો હાર્દ અભિપ્રાય હોવાથી જ તદ્‌ભિન્ન શ્રીહરિને પણ **'गोलोकरमणः'** **'वैकुण्ठनायकः'** **'अक्षरस्थः'** **'ब्रह्मक्रीडः'** એવા મંગળ નામોથી નિર્દેશ્યા છે.

ધામ એ એક જ વસ્તુ હોવાથી વૈકુંઠાદિ શબ્દોની વ્યુત્પત્તિ કરીને તેમાં ઘટાવ્યા છે. ધામ શબ્દ નિવાસસ્થાન કે મંદિર માટે બહુધા વપરાયો છે. પ્રકૃતિપાર પરમ ધામને 'જેમાં

કાળમાયાકર્મજન્ય રોધ નથી તે વૈકુંઠ કહેવાય' - એવી વ્યુત્પત્તિ કરીને વૈકુંઠ શબ્દથી વ્યવહરે છે. એ જ પરમ પદને **'यत्र गावो भूरिशृङ्गः.... परमं पदमवभाति'** - આ શ્રુતિના અનુસંધાનથી 'નિરતિશય દીપ્તિએ યુક્ત હોવાથી ગોલોક' એવો અર્થ કરીને ગોલોક શબ્દથી વ્યવહરે છે. એ જ પદને 'જેનો ક્ષર નથી તે અક્ષર' - એવો અર્થ કરીને અક્ષર શબ્દથી, નિરવધિ મોટું હોવાથી બ્રહ્મ શબ્દથી અને જેનાથી પર કોઈ પ્રાપ્ય નહીં હોવાથી પરમપદ શબ્દથી અને સર્વતઃ પ્રકાશમાન હોવાથી પરમાકાશ શબ્દથી અને બ્રહ્મનું પુરવત્ નિવાસસ્થાન હોવાથી બ્રહ્મપુર શબ્દથી પણ વ્યવહરે છે. એનાં પ્રમાણો પ્રથમ આપ્યાં છે. આ રીતે જોતાં આ બધા શબ્દો ધામના વિશેષણભૂત સમજાય છે. એટલે ધામ કેવું ? તો ગોલોક વૈકુંઠ અક્ષર છે. એમ વ્યુત્પત્તિ ઉપર અનુસંધાન રખાય તો બધા શબ્દોની એકાર્થતા સ્વયં સમજાય. કશી શંકા રહે નહીં. સ. પ્ર.૧ અ.૩૬ **'गोलोके सोऽक्षरे धाम्नि वैकुण्ठे भक्तराट्। कृष्णस्य वर्ततेऽखण्डं सेवायां सर्ववन्दितः'** - આમાં ત્રણ ધામવાચક શબ્દો છે. તેમાં ગોલોકને એક દેશ તરીકે લઈને તેમાં અક્ષર નામનું ધામ લઈને, એને જ વૈકુંઠ અપર નામથી લઈને ત્રણેયની એકાર્થમાં સંગતિ કરી છે. પામનારો ભક્ત એક જ છે અને પમાડનારા શ્રીકૃષ્ણ એક જ છે અને કૃષ્ણ સેવારૂપ ફળ પણ એક જ છે. સેવા પ્રાપ્ત સુખને 'અનંત અક્ષય દિવ્ય' - એવાં વિશેષણો આપ્યાં છે. આ બધું એક જ પ્રાપ્ય ધામ લઈએ તો જ ઘટતું આવે, નહીં તો વિરોધ આવે. આ પ્રકારે ટીકામાં અર્થ કર્યો છે. પ્ર.૩ અ.૨૯ **'पुनर्वैकुण्ठलोकेऽसौ'** - આની ટીકામાં-વૈકુંઠ શબ્દનો **'वैकुण्ठापरपर्यायेऽक्षरधामनि'** - એમ અક્ષરધામ અર્થ કર્યો છે, આવો અર્થ મેળવવાનું કારણ એ છે કે, લોયા-૧૮માં વ્રજના ગોપોને શ્રીકૃષ્ણે અક્ષરધામ બતાવ્યાની વાત કહી છે. આ પ્રમાણે વૈકુંઠ અક્ષરની નામાંતરતા બહુશઃ કહી છે.

વળી, **અપુનરાવૃત્તિ અપ્રાકૃત અવિનાશિ અનાદિ માયાપર સનાતન** વગેરે વિશેષણો ત્રણેયને સામાન્યપણે અપાય છે. કોઈ એવું ભેદક વ્યાવર્તક વિશેષણ નહીં હોવાથી ત્રણેયની એકાર્થતા અવશ્ય અંગીકાર કરવી પડે. વળી, ઘણે સ્થળે ગોલોકાદિ શબ્દોને આગળ ધરીને તેમાં રહેનારાઓનું વર્ણન કરતાં તો **રાધાલક્ષ્મી પત્નીઓ, નંદ સુનંદ શ્રીદામ ગરુડ વિશ્વક્સેન** આદિક પાર્ષદો અને તે સર્વના સ્વામી પરમાત્મા શ્રીરાધાકૃષ્ણ એના એ જ ને વર્ણવે છે. જુદી જુદી પત્નીઓ કે જુદા જુદા પાર્ષદો કે જુદા જુદા ભગવાનો વર્ણવવામાં આવતા નથી. આ ઉપરથી પણ ખરી રીતે જુદી જુદી ધામ વ્યક્તિઓ નિરાળી નહીં પણ એક જ હોવી જોઈએ. વળી, દ્વિભુજ ચતુર્ભુજપણાથી પણ ધામભેદ સિદ્ધ થતો નથી. અક્ષરધામમાં જ ભગવાન્ ભક્તોની ઈચ્છા મુજબ દ્વિભુજ ચતુર્ભુજ અષ્ટભુજ સહસ્રભુજરૂપે દર્શન આપે છે એમ સ. પ્ર.૩ અ.૪૧માં તથા લોયા ૧૮માં શ્રીમુખે કહ્યું છે. જેમ ચતુર્ભુજાદિ ભેદથી ભગવાનમાં ભેદ નથી તેમ તેવા રૂપથી ધામનો ભેદ થઈ શકતો નથી. સ. પ્ર.૨ અ.૪૪માં **મહાવૈકુંઠ** શબ્દ આવ્યો છે તેનું **'અવ્યાકૃત ધામ'** એવું વ્યાખ્યાન કર્યું છે. પ્ર.૩ અ.૨૯માં અવ્યાકૃતને જ પ્રકૃતિ પર **બ્રહ્મધામ** શબ્દથી કહ્યું છે. પ્ર.૬૬માં 'તેજ-પુંજને વિષે પ્રવેશ કરીને ભૂમાપુરુષ પાસેથી બ્રાહ્મણના પુત્રથી લઈ આવ્યા' - એવા શબ્દો છે. આ શબ્દોના અર્થો હ૦ વા૦ સુધાસિંધુની ટીકામાં–**'તેજ-પુંજ'** શબ્દનો 'જ્યોતિર્મય **અક્ષરધામ**' એવો અને **બ્રહ્મ**શબ્દનો **'અક્ષરબ્રહ્મધામ'** એવો અને **ભૂમા** શબ્દનો અર્થ પણ 'અપરિચ્છિન્ન સુખસ્વરૂપ' એવો કરીને શ્રીહરિપર લીધો છે. આ બધી **કથા** અને શ્રીહરિના શબ્દો મેળવીએ તો **મહાવૈકુંઠ** કે **અવ્યાકૃતધામ બ્રહ્મધામ અક્ષરધામ** - એ બધા એકાર્થ સાબિત થાય છે. માત્ર નામભેદ છે. સમાધિપ્રકરણમાં જુદાં જુદાં ધામો બતાવ્યાની વાત આવે છે, તેમાં શ્વેતદ્વીપ બદરિકાશ્રમ રમાવૈકુંઠ તો લીલાવિભૂતિસ્થ

હોઈને પૃથક્ માન્યાં છે. **ગોલોક અક્ષર વૈકુંઠ**ની તો એકાર્થતા ઉપર કરી છે. ભગવાને પોતાની કે ભક્તોની ઈચ્છાથી એવાં દર્શન આપ્યાં હોય એ ઉપરથી ધામભેદ સાબિત થતો નથી. એ કોઈ નિર્ણાયક વસ્તુ નથી. નિર્ણય તો સ-પ્ર-૩ અ૦ ૪૧માં આપ્યો છે. સમાધિપ્રકરણમાં ધામભેદ જેવું આવે છે. પણ ધામાધિપતિતો **શ્રીકૃષ્ણરૂપ શ્રીહરિ** એકને જ નક્કી કર્યા છે. જ્યારે ધામી ભગવાન્ અને રાધાલક્ષ્મી પત્નીઓ અને ગરુડાદિક પાર્ષદો અને બીજી વિભૂતિઓ એક જ મળતી આવે તો ધામભેદ નિરર્થક છે. અથવા ભલે ધામભેદ માનો પણ **ધામી તો એક** જ નક્કી કર્યા છે. ગોલોકને કહીને કે **અક્ષર વૈકુંઠ**ને કહીને કે **ગોલોકમધ્ય અક્ષર**ને કહીને ધામી તો એક જ **શ્રીરાધાકૃષ્ણ**ને નક્કી કર્યા છે અને ઉપસંહારમાં **'એજ ભગવાન શ્રીહરિ છે'** - એમ પણ નક્કી કર્યું છે. મુખ્ય વિવાદ પૃથક્ પૃથક્ ધામી ઉપર છે. એકને અનેક ધામો સંભવે પણ ધામાધિપતિ સંભવે નહીં એ સત્ય વસ્તુ છે.

કોઈ સ્થળે ગોલોક મધ્યે વૈકુંઠપર્યાય અક્ષરધામથકી **જુદા વૈકુંઠ** ધામનું વર્ણન આવે છે ત્યાં તો **'रक्षार्थं सर्वभूतानां विष्णुत्वमुजग्मिवान्'** આમાં કહ્યા પ્રમાણે પરમાત્માના સાક્ષાત્ અવતારભૂત વિષ્ણુ ભગવાનના લોકને સમજવો. તેની સ્થિતિ બ્રહ્માંડની અંદર ઊર્ધ્વ વર્ણવી છે. રમાની રુચિથી કલ્પેલો હોવાથી **રમાવૈકુંઠ** કે **કાર્યવૈકુંઠ** નામથી કહે છે. આ અર્થ **'वैकुण्ठ-कल्पितो येन लोको लोकनमस्कृतः'** આ ભાગવતવચનમાં વ્યક્ત છે. સં. પ્ર-૨ અ૦-૪૪ **'वैकुण्ठेऽपि रमाया रुचयेऽतिविशाले रचिते स्वेन च विष्णुर्वससि त्वमकाले'** - એમ શ્રીહરિસ્તુતિમાં ઉપરના અર્થની સ્પષ્ટતા કરી છે. આમાં ભગવાન્ લક્ષ્મી વિશ્વક્સેનાદિ પાર્ષદો સાથે પ્રલયપર્યંત રહે છે. આ ધામને પામેલાની પણ પુનરાવૃત્તિ નથી - એમ શ્રીહરિ સા૦૧૪માં કહે છે. ભાગવત સ્કંધ ૧૦ અ-૮૮ **'ततो वैकुण्ठमगमभ्दास्वरं तमसः**

**परम्। यत्र नारायणः साक्षात् न्यासिनां परमा गतिः। शान्तानां न्यस्तदण्डानां यतो नावर्तते गतः'** ઇત્યાદિ વર્ણન જોતાં અપ્રાકૃત અક્ષરધામની જ પ્રતિકૃતિરૂપ સમજાય છે.

## 'મધ્ય' શબ્દનો અર્થ

કોઈ અર્ધજ્ઞાનીઓ તો 'ગોલોકના મધ્યને વિષે અક્ષરધામ છે.' એ શબ્દોનો 'જેમ પાડાને મધ્યે હાથી મોટો છે - એમ ગોલોકને મધ્યે અક્ષરધામ મોટું છે.' (વચનામૃત પ્રથમ-૬૩) એવો ઉટાંગ કલ્પિત અર્થ કરીને પોતાની નિરક્ષર કુબુદ્ધિનું પ્રદર્શન કરે છે. મધ્યનો અર્થ 'અંદર' એવો જ થાય એવી જ વચનવ્યક્તિ છે. વળી 'મધ્ય' શબ્દની સાથે 'વિષે' શબ્દ વાપરેલો હોવાથી એનો બીજો અર્થ થઈ શકે જ નહીં. આની ઉપર હરિવાક્ય સુધાસિંધુમાં '**अस्ति श्रीमति गोलोके... नित्याविर्भूत**' એવું વાક્ય છે. એની ટીકા '**गोलोकारण्ये पदे विषये**' એમ કરી છે. અહીં તો મધ્ય શબ્દ જ નહીં લેતાં 'ગોલોક નામનું પદ એને વિષે' એમ સપ્તમી વિભક્તિ વાપરી છે. એનો અર્થ 'અંદર' એવો જ થાય. અહીં નિર્ધારણમાં ષષ્ઠી વિભક્તિ નથી. આ અર્થનું સ્પષ્ટીકરણ સુધાસિંધુની ટીકામાં તથા સત્સંગીજીવનમાં '**गोलोकसंस्थ**' '**गोलोकान्तवर्ति**' '**गोलोकेतत्रापि ब्रह्मधामस्थम्**' '**गोलोकमध्यवर्ति**' '**गोलोके स्थिते ब्रह्मतेजसि**' એમ 'અંદર' અર્થ થાય એવા શબ્દો સ્પષ્ટ વાપર્યા છે. સંસ્થ, અંતવર્તિ, તત્રસ્થિત શબ્દનો બીજો અર્થ થાય તેમ નથી. ગોલોકને નીચે પ્રકૃતિની અંદર ઠરાવીને, અક્ષરને તેની ઉપર ઠરાવીને બંનેને તેજસ્તિમિર જેટલા અત્યંત જુદા ઠરાવવાને કપોળકલ્પિત તેમજ અજ્ઞાનતાભર્યો પ્રયાસ કરેલો જણાય છે.

## ધામ વિષે સ્પષ્ટીકરણ

ઘણા અણસમજુ વૈકુંઠધામ શ્રીરામચંદ્રજીનું, ગોલોકધામ શ્રીકૃષ્ણનું છે. અક્ષરધામ શ્રીસ્વામિનારાયણ ભગવાનનું, વાસુદેવ

ભગવાનનું શ્વેતદ્વીપ અને નરનારાયણનું બદરિકાશ્રમ તથા તેમના ઉપાસકો તે તે ધામને પામે છે. ઉ.દા. તરીકે શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિ-ઉપાસના કરનારને ગોલોક, સ્વામિનારાયણની ભક્તિ કરનારને અક્ષરધામની પ્રાપ્તિ થાય છે એવું ઉલટાસુલટું બકે છે. એવો ભેદ પાડીને ધામભેદનો સ્વકુબદ્ધિને કારણે કલ્પિત રચના ગોઠવી કાઢી છે. આવો વિભાગ માન્ય મુખ્ય સંપ્રદાયના ગ્રંથોમાં નથી અને હોઈ શકે પણ નહીં. જેને રામચંદ્રજીનું કહે છે તેને જ શ્રીકૃષ્ણનું કહે છે અને જેને શ્રીકૃષ્ણનું કહે છે તેને શ્રીજી મહારાજનું કહે છે. સત્સંગીજીવન પ્રકરણ-૩ અધ્યાય-૪૧માં તો પરમાત્માના રામકૃષ્ણાદિક અવતારોની ઉપાસનાથી અક્ષરધામની પ્રાપ્તિ થયાનું કહ્યું છે. આ અર્થને લોયા-૧૮માં પ્રપુષ્ટિ આપે છે. અવતારોના ઉપાસકોને અક્ષરધામની પ્રાપ્તિ અને ઉપાસ્ય અવતારોને તેની પ્રાપ્તિ નથી થઇ એ તો અત્યંત વિપરીત અઘટિત કહેવાય. વળી કોઈએ આગ્રહથી 'ગોલોકધામ શ્રીકૃષ્ણનું છે અને અક્ષરધામ શ્રીહરિનું છે.' એવી અવળાઈ કહે છે. તો અનર્થ થશે. સંપ્રદાયના ગ્રંથોમાં શ્રીકૃષ્ણ ભગવાનનું અક્ષરધામ કહ્યું છે. શ્રીજી મહારાજનું ગોલોક કહ્યું છે. પ્રથમ-૪૨ અને પરમાત્મા જે શ્રીકૃષ્ણ ભગવાન તેની સંઘાથે ગોપીઓએ કામબુદ્ધિ કરીને પ્રીતિ કરી તો... નિર્ગુણ એવું જે ભગવાનનું અક્ષરધામ તેને પામીયો (આમ શ્રીકૃષ્ણનું ધામ અક્ષર થયું). લોયા-૧૮ 'જેમ વ્રજના ગોપ એ આશ્ચર્યરૂપ શ્રીકૃષ્ણ ભગવાનનાં ચરિત્ર દેખીને.... તમારું ધામ દેખાડો, ત્યારે અક્ષરધામ દેખાડ્યું.' (આમ શ્રીકૃષ્ણનું અક્ષરધામ થયું). મધ્ય-૬૪ 'ભગવાન શ્રીકૃષ્ણ પુરુષોત્તમ છે, તે રાજાધિરાજ છે.... અને પોતાના જે અક્ષરધામરૂપી જે તખત....' વડતાલ-૧૮ 'માયાના તમ થકી પર જે ગોલોક તેને મધ્યે જે અક્ષરધામ તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન રહ્યા છે.' સંત્સગીજીવન પ્રકરણ-૩ અધ્યાય-૪૧ શ્લોક-૩૬ ''ગોલોકની અંદર વર્તતા તેજોમય અક્ષરધામમાં શોભાયમાન મંદિરમાં રહેલા

રમણીય રત્ન સિંહાસન વિષે શ્રીકૃષ્ણ ભગવાન રાધાલક્ષ્મી આદિક શક્તિઓએ સેવ્યા થકા સદા વિરાજમાન છે. (ઇત્યાદિક અનેક પ્રમાણો અક્ષરધામ રાધાકૃષ્ણનું કહે છે.) હવે સ્વામિનારાયણ ભગવાનનું જે ગોલોકધામ છે તેના પ્રમાણો નીચે મુજબ છે. શિક્ષાપત્રી શ્લોક-૧૨૧ 'અમને ઈપ્સિત ધામ ગોલોક છે.' વચનામૃત મધ્ય-૧૯ 'અને ગોલોક ગયા.' સત્સંગીજીવન પ્રકરણ-૨ અધ્યાય-૪૪ શ્લોક-૭૯ 'તમો ગોલોકના અધિપતિ છો.' પ્રકરણ-૪ અધ્યાય-૫૨ શ્લોક-૨૫ 'દીક્ષિત એકાંતિક ભક્તો દેહને અંતે ગોલોક નામના ધામને પામે છે. પ્રકરણ-૩ અધ્યાય-૧ શ્લોક-૨ 'મહાભક્ત અભય રાજા શ્રીહરિનાં ગોલોકધામને પામ્યા.' ભક્તચિંતામણી પ્રકરણ-૧૬૨ 'કરી કાજ મહારાજ મોટા, ગયા પોતે ગોલોક.' એમ અંતર્ધાન થઈ પોતાના ગોલોકધામ ગયાની વાત કહી છે. આમ શ્રીસ્વામિનારાયણ ભગવાનનું ગોલોકધામ સાબિત થશે. માટે સ્વકુબુદ્ધિ દ્વારા કલ્પિત અર્થને છોડીને....' સત્સંગીજીવન પ્રકરણ-૩ અધ્યાય-૪૧ શ્લોક-૬૧ પ્રમાણે 'શ્રીકૃષ્ણ અને શ્રીજી મહારાજ અનન્ય તત્ત્વ (એક જ છે) એમ નક્કી કરીને તે બંનેનું ધામ પણ ગોલોકાનુવર્તી એક જ અક્ષરધામ નક્કી કરી તે તેમના (બંને સ્વરૂપના) ઉપાસકોને પામવાનું સ્થાન તે એક જ છે - એમ શ્રીમુખે જ નક્કી કરી આપ્યું છે તેવાં વચનો અનેક છે અને આ મત જ શ્રેષ્ઠ અને ગ્રાહ્ય છે. એમ મનમાં દૃઢ નિશ્ચય કરવો તે દૈવી મુમુક્ષુ જીવાત્માનું લક્ષણ છે અને સ્વકુબુદ્ધિને વશ થઇ સત્ય સિદ્ધાંતનો વિરોધ કરવો તે સૂર્ય સામે ધૂળ ફેંકવા જેવું છે અને એ આસુરી અધમ જીવાત્માઓનું મુખ્ય લક્ષણ છે. માટે મોક્ષની વાત તો એક બાજુ રહી પહેલા આપણે એ નક્કી કરવાનું કે આપણે કયુ લક્ષણ ધરાવીએ છીએ ? આસુરી કે દૈવી ?

# 'ગોલોક'નો અર્થ

કોઈ પંડિત મન્યમાન (મૂર્ખ તો) ગોલોકનો અર્થ 'તેજનો સમૂહ' કરે છે. આ અર્થ મનસ્વી હોવાથી પ્રમાણ થઈ શકે તેમ નથી. શિક્ષાપત્રી શ્લોક-૧૨૧માં ગોલોકધામની વાત કરી છે. તેની ટીકામાં ગોલોકધામનું વર્ણન શ્રીકૃષ્ણ જન્મ ખંડમાં તથા વાસુદેવ માહાત્મ્યમાંથી જાણી લેવાનું કહ્યું છે. આ ગ્રંથોમાં ગોલોકધામમાં વિરજા નદી, સતશૃંગ પર્વત, ગાય, ગોપી, કિલ્લાઓ, મહેલો, મંડપો વગેરેનો ઉલ્લેખ થયેલો જોવામાં આવે છે. સત્સંગીજીવન પ્રકરણ-૩ અધ્યાય-૪૧ અને ભક્ત ચિંતામણી પ્રકરણ-૧૫૯માં કહેલા ગોલોકધામનાં વર્ણન સાથે મળતું આવે છે. આમ, ગોલોકનો અર્થ ફક્ત તેજનો સમૂહ કરવો તે શાસ્ત્રનો મત નથી માટે આ મત સ્વીકાર કરી શકાશે નહીં. અજ્ઞાની તો ગોલોક એટલે તેજનો સમૂહ અને તેમાં અક્ષરધામ એમ કહેવાની અવળાઈ કરે છે. વચનામૃત ઉપોદ્ઘાતમાં 'શ્રી ગોલોકના મધ્યને વિષે ભગવાનનું અક્ષરધામ છે તે કેવું છે તો કોટી કોટી સૂર્ય ચંદ્રને અગ્નિને સરખું પ્રકાશમાન છે.' આમ, ગોલોકને તેજનો સમૂહ કહીએ તો ઉપોદ્ઘાત પ્રમાણે અક્ષરધામ પણ કોટીકોટી સૂર્યચંદ્ર અને અગ્નિ સરખું પ્રકાશમાન (તેજોમય) કહ્યું છે. માટે ગોલોક અને અક્ષરધામ બંનેને તેજના સમૂહ કહેવાની શાસ્ત્રવિરુદ્ધ પરિસ્થિતિ ઉપસ્થિત થશે. આ ધામ તે તેજ ગુણપ્રધાન હોવાથી 'તેજ' શબ્દથી કોઈ સ્થળે કહે છે. પણ કેવળ ગુણભૂત તેજોમાત્ર નહીં. આ તો તેજના આશ્રયભૂત એક દ્રવ્ય છે. તેમાંથી યત્કિંચિત દેહાદિ ભોગ્યાદિ બને છે, માટે જ તેજોમય કહે છે. જેમ સૂર્યને આશ્રયે પ્રકાશ રહ્યો હોય છે, દીવાને આશ્રયે પ્રકાશ હોય છે, તેમ ગોલોક પણ એક દ્રવ્યમાંથી જ બન્યું છે તે દ્રવ્યને તેજોમય કહ્યું છે. આમ ગોલોક એટલે ફક્ત તેજનો સમૂહ નહીં પણ વસ્તુતઃ ધામ છે અને તે ધામ તેજોમય છે.

## ખાસ જાણવા જેવું

### ૧. પંચાળાનું પહેલું વચનામૃત -

પંચાળા-૧માં "અને પશુના સુખથી મનુષ્યમાં અધિક સુખ છે ને તે કરતાં રાજાનું સુખ અધિક છે ને તેથી દેવતાનું સુખ અધિક છે ને તેથી ઈન્દ્રનું સુખ અધિક છે ને તેથી બૃહસ્પતિનું ને તેથી બ્રહ્માનું ને તેથી વૈકુંઠનું ને તેથી ગોલોકનું સુખ તે અધિક છે અને તેથી ભગવાનના અક્ષરધામનું સુખ અતિ અધિક છે. એવી રીતે ભગવાનના સુખને અતિશય જાણીને.... અને તે ભગવાનના સુખ આગળ બ્રહ્માદિકનું સુખ તો." આવાં વાક્યો છે. આમાં કહેલી સુખની ન્યૂનાધિકતા ઉપરથી ગોલોક અક્ષરની અત્યંત ભિન્નતા પ્રાકૃત અપ્રાકૃત આદિ-અનાદિ જેટલી કેટલાક સમજે છે અને સમજાવે છે તે યાગ્ય નથી. આનો પૂર્વાપરનો તેમજ અન્ય સ્થળનો વિચાર કરતાં અહીં પરમાત્માના સુખની નિરવધિકાતિશયતા કહેવાનો મુખ્ય મુદો છે. એક પરમાત્માનું, બીજું આત્મસ્વરૂપનું અને ત્રીજું પરમાત્માના દિવ્યલોકનું - એમ ત્રણ પ્રકારનું સુખ કહેવાય છે. આમાં ખરું નિરુપાધિ સુખ પરમાત્મસંબંધી છે, બીજામાં સુખ છે તે પણ પરમાત્માના સંબંધથી હોઈને સોપાધિક સ્વલ્પ છે. એમ ત્રિવિધ સુખ હોવાથી પરમાત્માના સુખની સાથે ધામાદિકનું સુખ પણ કહે છે. એમ ભગવાનનું સુખ મુખ્ય હોવાથી તેની નિરવધિકતા પ્રતિપાદન કરવા આ વચનામૃત છે. સાથે ધામસુખને પણ કહે છે. આ બાબત 'તેથી ભગવાનના ધામમાં ભગવાનનું સુખ અતિ અધિક છે.' આ વાક્યથી બહુ વ્યક્ત થાય છે. એટલે લોકનો આનંદ મુખ્ય નથી. ભગવાનના આનંદની અનવધિકતા **'आनन्दमयोऽभ्यासात्'** આ સૂત્રમાં વ્યાસે કહી છે. એમાં આનંદવલ્લીની શ્રુતિઓને પ્રમાણપણે લીધી છે. આ શ્રુતિઓમાં **'सैषा आनन्दस्थ मीमांसा भवति'** - એમ આરંભ કરીને વચનામતમાં મનષ્યથકી દેવોનો,

તેથી ઈન્દ્રનો, તેથી બૃહસ્પતિનો, તેથી બ્રહ્માનો આનંદ અધિક છે. એમ આગળ આગળ આનંદની અધિકતા કહેતાં છેવટે '**यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह**' - એમ પરમાત્માના આનંદની નિરવધિકતા કહી છે. આ જ શ્રુત્યનુસારી ક્રમ આ વચનામૃતમાં લેવાનો ખાસ અભિપ્રાય છે. આ અભિપ્રાય પણ 'અને તે ભગવાનના સુખ આગળ બ્રહ્માદિકનું સુખ તો જેવું ભારે ગૃહસ્થને બારણે કોઈ રાંક ઠીકરું લઈને માગવા આવ્યો હોય તેના જેવું છે.' આ વચનથી વ્યક્ત થાય છે. તેથી જ પશુ, મનુષ્ય, રાજા, દેવ, દેવેન્દ્ર, બૃહસ્પતિ, બ્રહ્મા સુધી મળતું સુખ લીધું છે. અર્થ જોતાં પ્રથમ ચેતન વ્યક્તિઓનું સુખ લીધું હોવાથી બ્રહ્મા પછી તરત જ પરમાત્માનું સુખ લેવું જોઈએ. અહીં છેવટે લોકસુખની વાત લીધી છે તે મળતી ન આવવાથી શ્રુતિપ્રોક્ત ક્રમનો ભંગ થાય છે. શ્રુતિપ્રોક્ત શૈલીથી વચનામૃતોક્ત શૈલીમાં ભિન્નતા આવતી જાણીને હરિવાક્ય સુધાસિંધુમાં 'ને તેથી વૈકુંઠલોકનું ને તેથી ગોલોકનું સુખ તે અધિક છે અને તેથી ભગવાનના અક્ષરધામનું સુખ અતિ અધિક છે.' આ આખું વાક્ય જ નહીં લેતાં 'બ્રહ્માદિકના સુખથી ભગવાનનું સુખ અત્યધિક છે.' - એમ જ ટૂંકું લીધું છે. એમ વચનામૃત થકી સુધાસિંધુમાં ફેરફાર કરવાનું કારણ તો ઉપર કહ્યું એમ જ સમજાય છે. સુધાસિંધુની ટીકામાં '**सैषा आनन्दस्य मीमासां भवति**' આ શ્રુતિવાક્ય પ્રમાણ માટે લીધું છે. એ ઉપરથી શ્રુત્યર્થ સાથે મેળવવાનો યોગ્ય આશ્રય સુધાસિંધુનો સ્પષ્ટ થાય છે. વચનામૃતો ચાર સદ્‌ગુરુઓએ સંગ્રહેલાં છે તેની ઉપર સંસ્કૃતમાં શતાનંદ મુનિએ શ્રીજી આજ્ઞાથી હરિવાક્ય સુધાસિંધુ નામનો ગ્રંથ કર્યો છે. આ ગ્રંથ શ્રીજીએ પ્રમાણ કરેલો છે અને તેની નોંધ પણ સત્સંગિજીવનમાં લીધી છે એટલે આનો ત્યાગ થાય નહીં તેમ ગૌણ કહેવાય નહીં. શ્રુત્યર્થ સાથે સુધાસિંધુનું અનુસંધાન લેતાં વચનામૃતપ્રોક્ત બાબતમાં સંશયોત્પત્તિને અવકાશ મળે છે. એટલે

એની ઉપર બહુ જોર કરાય નહીં માટે 'બ્રહ્માના સુખની અપેક્ષાએ ભગવાનનું સુખ અતિ અધિક છે.' - એમ લેવું તે વધારે યોગ્ય જણાય છે.

વસ્તુવિચાર કરતાં ઉપર મુજબ વચનામૃત વાક્ય વિષે યોગ્ય સંશય આવતા તેની અહીં અનપેક્ષતા જણાય છે. તથાપિ શ્રીજીનાં વચન તરીકે આવેલ હોવાથી તેનું સમાધાન કે સંગતિ સારી અવશ્ય થવી જોઈએ. આગળ ગોલોક અક્ષર લીધેલું હોવાથી અહીં વૈકુંઠ શબ્દથી રમાવૈકુંઠપર્યાય કાર્યવૈકુંઠ કે જેની સ્થિતિ પરમાત્માના સાક્ષાત્ અવતારભૂત શ્રીવિષ્ણુ ભગવાનના સ્થાન તરીકે બ્રહ્માંડની અંદર આંત્યાંતિક પ્રલય શું છે તે લેવું પડે. બ્રહ્માના સુખની અપેક્ષાએ રમાવૈકુંઠના સુખની અધિકતા સર્વથા સંભવિત અસંશયિત છે. ગોલોક કે જેને ગુણાતીત અપ્રાકૃત અનાદિ અવિનાશી અપુનરાવૃત્તિ સ્થાન તરીકે કહે છે તેના સુખની અધિકતા વૈકુંઠના સુખની અપેક્ષાએ કહી છે તે પણ સંભવિત સમુચિત છે. હવે ગોલોક સુખની અપેક્ષાએ અક્ષરધામના સુખની અત્યાધિકતા કહી છે તેનો એક વિચાર કરવાનો રહ્યો. તેને માટે પ્રથમ તો ગોલોકનું અને અક્ષરનું સ્વરૂપ સમજવું પડે. વાસુદેવ માહાત્મ્યમાં, સત્સંગિજીવનમાં, ભક્તચિંતામણીમાં કરેલું વર્ણન જોતાં તેમજ વચનામૃત વડતાલ-૧૮ તથા ઉપોદ્‌ઘાત જોતાં ગોલોકની અંદર, તેની સાથે સંબંધ ધરાવતું અક્ષરધામ છે એમ નિશ્ચિત થાય છે. આ જોતાં ગોલોક એ આખો લોક અને અક્ષર એ તેની અંદર વર્તતું એક ઉત્તમ ભવન ભગવાનને ખાસ રહેવાનું લેવું જ પડે. એમ લેતાં ગોલોકની અપેક્ષાએ અક્ષરધામના સુખની અત્યાધિકતા કહી શકાય.

'જેમ આ મશાલ બળે છે તે મશાલને સમીપે જેવો પ્રકાશ છે તેવો થોડેક છેટે નથી. અને તેથી ઘણે છેટે તો સમુળગો નથી, તેમ બીજે ઠેકાણે તો કિંચિત્ સુખ છે અને સંપૂર્ણ સુખ તો ભગવાનના

સમીપમાં રહ્યું છે.' આ જે દૃષ્ટાંત આપીને ભગવત્સન્નિધિના સુખની સંપૂર્ણતા કહી છે તે પણ બહુ ઘટતી આવે છે. ધામમાં સુખની ન્યૂનાધિકતા તો સુખનિધિ ભગવાનની ઈચ્છા ઉપર આધાર રાખે છે અને તે સુખ પણ મુખ્ય નથી. સુખની સહજ ન્યૂનાધિકતા કહી એ ઉપરથી ગોલોક અક્ષર તદ્દન જુદી જ ભિન્નસ્થાન નીચે ઊંચે છે - એમ કહી શકાય નહીં. જે રીતે શાસ્ત્રમાં બંનેને વર્ણવ્યા છે તેમ લઈને બંનેના સુખની સંગતિ કરવી જોઈએ. વળી, જ્યાં ગોલોક મધ્યે અક્ષરધામનું વર્ણન છે ત્યાં બંનેના ધામી ભગવાન મુક્તો જુદા નહીં પણ એક જ વર્ણવ્યા છે. આ ઉપયોગી બાબત પણ સાથે લક્ષમાં લેવાની છે. વળી સ.પ્ર.૩, અ.૪૧માં ધામનું સંપૂર્ણ વર્ણન છે ત્યાં ગોલોકના મધ્યને વિષે અક્ષરધામ કહીને તેને લગતું બધુંય વિવેચન ઉપયોગી કર્યું છે. તેમાં ગોલોકના સુખથી અક્ષરનું સુખ અતિઅધિક છે એમ કહેવામાં આવ્યું નથી. આ બાબત પણ સાથે લક્ષમાં લેવાની છે. વળી, ધામનું સુખ નહીં કહેતા, સુખનિધિ ભગવાન થકી જ મુક્તોને સુખની ઈચ્છા છે - એમ કહીને, મુક્તોને મળતું સુખ સર્વને સમાન છે પણ ન્યૂનાધિક નથી એમ પણ કહ્યું છે. આ બાબત પણ લક્ષમાં લેવાની છે. જેવાં વિશેષણો અક્ષરને આપ્યા છે એવાં જ ગોલોકને આપ્યાં છે એ પણ લક્ષમાં લેવાનું છે. બીજાં વચનામૃતોને તેમજ બીજા ગ્રંથોને અનુસરવું પડે. 'શ્રીજી મહારાજ ગોલોકમાં ગયા અને ત્યાં બહુ આનંદ પામ્યા.' એવી વાત મધ્ય ૧૯માં લખી છે. 'શ્રીજી મહારાજ અંતર્ધાન થતાં ગોલોકમાં ગયા અને એ જ ધામ એમના આશ્રિતોને અંતે પામવાનું છે એમ ભક્ત ચિંતામણી કહે છે. આ બધું પણ ઘટાવવું પડે. ભિન્ન ભિન્ન અર્થના આભાસવાળાં ઉપનિષદ્ વચનોને વ્યાસે જેમ સૂત્રમાં ન્યાયયુક્તિથી ઘટાવીને એકાર્થવાળા કર્યા છે તેમ કરવું જોઈએ. નહીં કે એકનો ત્યાગ કરીને કે એકને ગૌણ પાડીને કે એકને ઉતારી પાડીને જેમ તેમ વ્યવસ્થા કરવી જોઈએ. ઉપર મુજબ શાસ્ત્ર રીતે ગોલોક થકી અક્ષરધામના

સુખની અધિકતા સંગત થાય છે. સુખની ન્યૂનાધિકતાથી કોઈ અજ્ઞાની ગોલોક અક્ષરને તદ્દન જુદાં પાડવાની કુટિલતા કરતા હોય તો તે ભલે કરે પણ તેથી તેમને લેશપણ ઈષ્ટ લાભ થવાનો નથી. કેમ કે જે ગોલોકની અંદર અક્ષર કહેવામાં આવ્યું છે તેના નિવાસી અધિપતિ તો શ્રી રાધિકાકૃષ્ણને નિશ્ચય કરીને એજ શ્રીજી મહારાજ છે એમ પણ નક્કી કરવામાં આવ્યું છે. આ બાબત બીજે બાહ્ય સ્થળે નહીં પણ વચનામૃતમાં જ વડતાલ ૧૮મા તથા તેના સારભૂત ઉપોદ્‌ઘાતમાં જ ઉદ્‌ઘોષીને કહી છે. એટલે ગોલોક કરતાં અક્ષરનું સુખ અતિ અધિક છે એમ સ્વીકારવાથી શ્રીજીના શાસ્ત્રીય સિદ્ધાંતને લેશથી પણ અનિષ્ટ નથી. અનિષ્ટ તો અણસમજુને છે, કેમ કે તેમને જ શ્રીકૃષ્ણને તથા તેમની પત્નીભૂત રાધાલક્ષ્મીને તથા તેમના સેવકભૂત નંદ-સુનંદ વિશ્વક્‌સેન આદિક નિત્યમુક્તોને કાઢી નાખીને તેમને સ્થાને બીજાને ગોઠવવાનું ઈષ્ટ છે તે લેશથી પણ મળી શકતું નથી. માટે ઉપર જે શાસ્ત્રાનુસારી સંગતિ કરી તે જ સ્વીકારવી સમુચિત છે. 'ગોલોક કરતાં અક્ષરનું સુખ અતિ અધિક છે.' - આ વાક્યના અનેક અર્થાંતરો અવળા કરેલા જોવામાં આવવાથી અને તેને અવલંબીને ઘણા અબુધ જ્યાં ત્યાં અવળીસવળી અનવિધ અમર્યાદકર્તા જણાયાથી ઉપરનો ઉપયોગી વિચાર પ્રસંગાત્ કરી લેવાની જરૂર જણાયાથી કર્યો છે.

**૨. ગઢડા મધ્યનું નવમું વચનામૃત -**

"તે માટે પોતાને સાક્ષાત્ મળ્યું જે ભગવાનનું સ્વરૂપ તેને સદા દિવ્ય સાકારમૂર્તિને સર્વ અવતારનું કારણ અવતારી એવું જાણવું અને જો એમ ન જાણે અને નિરાકાર જાણેને બીજા અવતાર જેવાં જાણે તો એનો દ્રોહ કર્યો કહેવાય." આ વાક્યોની કાંઈ જરૂર જણાતી નથી. ઊલટું અનુપયોગિતા સાથે કેટલાક શબ્દો વિપરીત અર્થને જણાવનાર અને વિશેષમાં બીજાં અનેક શ્રીજીવચનો સાથે તથા વેદાદિ શાસ્ત્રો સાથે બહુ વિરોધ લાવનાર પણ થાય છે અને

પુનરુક્તિ જેવું પણ થાય છે. મધ્ય. ૧૩માં પુરુષોત્તમમાંથી અવતારો થવાનું પાછું એમાં જ લય થવાનું કહે છે. અંત્ય. ૩૧, ૩૮માં અક્ષરધામસ્થ અવતારી દિવ્યાકૃતિ અને ભૂમિસ્થ અવતાર મૂર્તિઓમાં લગારપણ તત્ત્વથી ભેદ નથી એમ કહે છે. સ. પ્ર.૩, અ.૨૯માં અવતાર અવતારી વચ્ચે અત્યંત અદ્વૈત સ્વરૂપથી કહે છે. લોયા.૧૧માં ભગવાનની મૂર્તિઓને વિષે ભેદ નથી એમ કહે છે. શિક્ષાપત્રીમાં ભગવત્સ્વરૂપોમાં ભેદ નથી એમ સમજવાનો કહે છે. આ બધો પૂર્વાપરનો પૂર્ણ વિચાર કરતાં અવતાર અવતારીનો સ્વરૂપ સ્વભાવથી અત્યંત અભેદ સ્વીકારવો જ પડે. જો ભેદ કહીએ તો અક્ષરધામી દિવ્યાકૃતિ પરંબ્રહ્મના અવતારભૂત શ્રીજીને પણ સર્વોપરી અવતાર કહી શકાય નહીં. વળી, શ્રીકૃષ્ણને તો ઉદ્ધવસંપ્રદાય મતે પરંબ્રહ્મ પરમાત્મા પુરુષોત્તમ સર્વોપરી અવતારી ઉપાસ્ય ઈષ્ટદેવ ભગવાન કહેવાપૂર્વક શ્રીજીને તેમના દ્વિતીય અવતારરૂપે સ્થાપવાનો આખો સાંપ્રદાયિક શાસ્ત્રીય ઉપોદ્ઘાત વચનામૃત ગ્રંથમાં જ છે. [વચનો પાછળ આપ્યાં છે.] સ.પ્ર.૧, અ.૩૮, શ્લોક ૧૫ '**कृष्णतुल्याखिलाकारं**' - એમ શ્રીકૃષ્ણના જેવા સર્વ આકારવાળા શ્રીહરિને કહ્યા છે. હરિદિગ્વિજય ઉલ્લાસ ૪૨માં '**ज्ञेयः कृष्णावतारत्वात्कृष्ण एव न संशयः**' '**तस्मात्कृष्णावतारोऽयमित्यस्माभिरुदीयंते**' - વચનામૃત મધ્ય. ૬૪ 'એ જ જે શ્રીકૃષ્ણ પુરુષોત્તમ તે જ આ ભક્તિધર્મના પુત્ર શ્રીજી મહારાજ છે.' - એમ પરંબ્રહ્મ કૃષ્ણના અવતાર હોવાથી કૃષ્ણતુલ્ય અભિન્ન જાણવાના કહે છે. એ બાબતને વૃદ્ધો '**अन्योऽपि धर्मरक्षायै**' ઇત્યાદિ ભાગવત શ્લોકોને પ્રમાણપણે લઈને બહુ સમર્થન કરે છે. વળી, દીક્ષામાં વાસુદેવ શ્રીકૃષ્ણને જ ઉપાસ્ય ઈષ્ટદેવપણે માનેલા હોવાથી એમની જ શરણાગતિ કરવાની સ.પ્ર.૪, અ.૪૬માં કહેતા શરણમંત્ર '**श्रीकृष्णदेवं शरणं प्रपन्नोऽस्मि स पातु माम्, श्रीकृष्ण त्वं गतिर्मम**' એમ

શ્રીકૃષ્ણવિષયતા કહે છે. કિં બહુના - આ જ વચનામૃતમાં '**सर्व धर्मान्**' આ ગીતા શ્લોકને અને અર્જુનને આગળ ધરીને શ્રીકૃષ્ણ શરણનું જ નિરૂપણ છે. આ બધો પૂર્વાપર વિચાર કરતાં અવતાર અવતારી વચ્ચે તેમજ પરસ્પર અવતારો વચ્ચે તેમજ શ્રીકૃષ્ણ શ્રીહરિ વચ્ચે સ્વરૂપ સ્વભાવાદિકથી અત્યંત અભેદ વાસ્તવિક સિદ્ધ થતો હોવાથી 'ને બીજા અવતાર જેવા જાણે તો એનો દ્રોહ કર્યો કહેવાય.' આ શબ્દો બહુ જ ભારે પડતા અવતારદ્રોહક શ્રીજીવચન વિરોધી અશાસ્ત્રીય નિશ્ચિત થાય છે. ઉપર પ્રમાણે અભેદને સમર્થન કરતાં શ્રીજી આવી અતિભેદની વાત કદાપિ કહે જ નહીં. આવી વાત બીજા કોઈ વચનામૃતમાં કે મુખ્ય માન્ય સત્સંગિજીવન શિક્ષાપત્રી વગેરે ગ્રંથોમાં પણ શ્રીજીએ કરેલી ઉપલબ્ધ થતી નથી. જો આ લખાણને સત્ય માનીએ તો શ્રીજીનાં અન્ય અનેક વચનામૃતો સાથે તેમજ વેદાદિ શાસ્ત્રો સાથે બહુ વિરોધ આવે અને શ્રીજીવચનોનો કશો અર્થ જ રહે નહીં. અને વિશેષમાં એવો અભેદ લખનારા શ્રીજી અને એમના મહાસદ્‌ગુરુઓ જ પ્રથમ મહાદ્રોહ કરનારા ઠરે તો આ જે અસંગત અનુપયોગી અસંબદ્ધ અતિવિરોધી વાતનો અહીં પ્રવેશ થયો છે તે પાછળથી ક્ષેપક થયો છે એમ જ માનવું તે સુસંગત લાગે છે. જેમ શ્રીજીએ અંત્ય.૧૦માં પદ્મપુરાણ વિષે ક્ષેપકતાની વાત કરી છે તેમ તેમના આ વચનામૃતમાં પણ થઈ હોય એમ જણાય છે.

હવે આની ક્ષેપકતા આ રીતે સાબિત થાય છે. બોરસદ કોર્ટમાં મંડાયેલા દાવામાં પ્રતિવાદી બોચાસણવાસીએ પ્રથમ સૂરતમાં ૧૯૬૪માં છપાયેલી આવૃત્તિ રજૂ કરેલી. વાદી તરફથી પાછળથી પત્રાત્મક તથા મુંબઈવાળી આવૃત્તિ રજૂ થયેલી. વાદી-પ્રતિવાદીઓના વકીલો પાસે વળી બીજી જ આવૃત્તિઓ હતી. શાસ્ત્રી હરિજીવનદાસની જુબાની વખતે ઉલટ તપાસમાં પ્રતિવાદીઓએ મધ્ય.૯નો ઉપરોક્ત વિચાર સ્વપક્ષ સ્થાપવા માટે

રજૂ કર્યો, ત્યારે કોર્ટની આવૃત્તિમાં 'અને જો એમ ન જાણે ને નિરાકાર જાણે તો એનો દ્રોહ કર્યો કહેવાય. ને તે સ્વરૂપને બીજા અવતાર જેવું પણ ન સમજવું.' - એમ દ્રોહ શબ્દનો અન્વય ફક્ત નિરાકાર બાબતને લાગુ કરેલો નીકળ્યો. પાછળની રાજકોટની અને તેને આધારે મુંબઈમાં છપાયેલી આવૃત્તિમાં 'અને જો એમ ન જાણે ને નિરાકાર જાણે ને બીજા અવતાર જેવા જાણે તો એનો દ્રોહ કર્યો કહેવાય.' એમ દ્રોહ શબ્દનો અન્વય અવતાર બાબતને પણ લાગુ કરેલો નીકળ્યો. આવા અઘટિત ફેરફારથી કોર્ટને અને બીજાઓને પણ મોટો સંશય થયો અને તે શબ્દો ઉપર કેટલીક ચોખવટ-ચર્ચા પણ થઈ. આ ઉપરથી સત્ય વસ્તુ નક્કી કરવાને કારણે બીજી જૂની મુદ્રિત અને લેખિત આવૃત્તિઓ પણ મેળવવાનો અને ઠેઠ મૂળ સુધી શોધવાનો પ્રસંગ પ્રતિવાદીના પ્રવાદથી અણધાર્યો આવી પડ્યો. પ્રથમ તો સં. ૧૮૯૦માં ગઢડામાં લખાયેલી જૂની પ્રત કોર્ટમાં બતાવવામાં આવી. તેમાં [તે માટે પોતાને સાક્ષાત્ મળ્યું જે ભગવાનનું સ્વરૂપ તેને સદા દિવ્ય સાકારમૂર્તિને સર્વ અવતારનું કારણ અવતારી એવું જાણવું અને જો એમ ન જાણે ને નિરાકાર જાણે તો એનો દ્રોહ કર્યો કહેવાય ને તે સ્વરૂપને બીજા અવતાર જેવું પણ ન સમજવું.] આટલા શબ્દો જ નીકળ્યા નહીં. એટલે વળી સર્વને મોટા અપરિહાર્ય સંશયને સ્થાન મળ્યું અને મોટી ચર્ચા પણ થઈ. આ પ્રસંગથી બીજી ઘણી જૂની પ્રતો લેખિત પણ જોવામાં આવી. તેમાં પણ ઉપરની પંક્તિઓ નીકળી નહીં. આચાર્યશ્રીના ખાનગી ઓરડામાં કેટલાંક જૂનાં લેખિત પુસ્તકો રહે છે તેમાં તપાસ કરતાં બ્ર. મુકુંદાનંદજીના શિષ્ય વૈકુંઠાનંદજીના નામવાળી એક પ્રત નીકળી તેમાં પણ ઉપરની પંક્તિઓ નીકળી નહીં. આ ઉપરથી તે ઉપરના મૂળસ્થાન ગઢડામાં કો. પ્રેમવતી નંદનદાસજી દ્વારા તપાસ કરાવતા તેમાં પણ ઘણી જૂની પ્રતોમાં ઉપરના શબ્દો નીકળ્યા નહીં. વડતાલ લાયબ્રેરીમાં એક પ્રત સં.૧૮૮૬માં લખેલી મળી આવી.

તેમાં ઉપરના શબ્દો નીકળ્યા ખરા, પરંતુ તેમાં જે પાન ઉપર ઉપરના શબ્દો હતા તે કાગળ જ જુદો અને અક્ષરો પણ જુદા અને સાઈઝ પણ જુદી - એમ બધું જુદું જ નીકળ્યું. એટલે આખી પ્રતમાં આ એક પાનું જ ફક્ત નવું લખીને પાછળથી દાખલ કર્યા જેવું ઉઘાડું જણાયું. આ ઉપરથી ક્ષેપકભાવને વધારે પૃષ્ટિ મળી. શાસ્ત્રી યજ્ઞપુરુષદાસ કે જે આ કેસમાં પ્રમુખ પ્રતિવાદી અને ગુણાતીત નિરક્ષરજ્ઞાનના અત્યારે અગ્રેસર છે તે વડતાલથી વિમુખ થયા, ત્યારે તેમનો પુસ્તકનો પટારો રહી ગયેલો તે જે સાધુને હાથ આવેલો તેમાંથી એક વચનામૃતનું લેખી પુસ્તક કે જેમાં યજ્ઞપુરુષદાસ શાસ્ત્રીનું નામ લખેલું હતું. અને જે પાછળથી લખાયેલું હતું તેમાં પણ ઉપરના બધા શબ્દો જ નથી. આ ઉપરથી ક્ષેપકભાવને પરિપુષ્ટિ મળે છે. વધારે સંશય સાથે અતિ આશ્ચર્ય પામવા જેવી તો આ એક વાત છે કે, સં.૧૯૩૩માં પહેલવહેલી આવૃત્તિ પત્રાત્મક આચાર્ય શ્રી કેશવપ્રસાદજી મહારાજશ્રીએ શેઠ ચીમનલાલ હરિલાલ કે જે રા. રા. જેઠાલાલભાઈ પ્રોફેસરના પિતાશ્રી થાય તેમના દ્વારા છપાયેલી પ્રકાશમાં આવી છે. તેમાં પણ ઉપરના બધા જ શબ્દો ઉપલબ્ધ થતા નથી. આ બાબત અમદાવાદ ગાદીના આચાર્યશ્રી તથા મહંત પ્રમુખ બધા અનુયાયીઓએ અવશ્ય જાણવા જેવી છે. આ ઉપરથી તો ક્ષેપકભાવ અતિ દૃઢ અસંશય થાય છે. વળી, આ ઉપરથી સંસ્કૃત હ. વા. સુધાસિંધુનો પણ તપાસ કરવાનો પ્રસંગ આવ્યો. જે એક જૂનું લખેલું મૂળ પુસ્તક હતું તેમાં ઉપરના અભિપ્રાયનો શ્લોક નીકળ્યો નહીં. તે પછીથી લખાયેલી એક પ્રતમાં ઉપરના અભિપ્રાયનો શ્લોક અંદર નહીં પણ બહાર જુદો પાના ઉપર જુદા અક્ષરોથી લખેલો જોવામાં આવ્યો. અને તેના નંબરો પણ છેકીને સુધારવામાં આવેલા જોવામાં આવ્યા. વળી, આ ઉપરથી વિશેષ શોધ કરતાં એક સુધાસિંધુની ટીકાનું પુસ્તક શુકાનંદમુનિ હસ્તે લખાયેલું મળી આવ્યું. તેમાં ક્ષેપકશ્લોકની ટીકા જ ન હતી અને શ્લોકના નંબરો મેળવતા

એક શ્લોક ઓછો હતો. આ જોતાં તો પૂરેપૂરો નિશ્ચય જ થયો કે, આ બાબતનો આમાં પણ પાછળથી જ પ્રક્ષેપ થયો છે. આ બધું જોતાં વિચારતા આ બાબત શ્રીજી અભિપ્રાયથી કે તેમના નિરીક્ષણથી કે સંગ્રહકર્તા સદ્ગુરુઓના અભિપ્રાયથી બહુ દૂર બહાર જ છે - એમ ચોક્કસ કહી શકાય અને ક્ષેપકભાવ પાછળથી થયેલો એમ પણ ચોક્કસ કહી શકાય. હવે ક્યારે કોણે કેવી રીતે પ્રક્ષેપ કર્યો હશે તે અત્યારે નિશ્ચિત થવું અશક્ય જ છે. કેમકે લખેલાં છાપેલાં અનેક પુસ્તકો ફેરફારવાળાં છે.

આ રીતે ઉપરના શબ્દોના ક્ષેપકભાવની વાત થઈ. હવે દ્રોહ શબ્દના અન્વયનો ફેરફાર ક્યાંથી થયો તેનો વિચાર કરવાનો બાકી રહે છે. ઘણીખરી લખેલી પાછલી પ્રતોમાં તથા સં.૧૯૩૩માં આચાર્યશ્રી ભગવત્પ્રસાદજી મહારાજશ્રીની આજ્ઞાથી શા. વલ્લભજીએ મુંબઈમાં પહેલવહેલી છપાયેલી તથા સં.૧૯૪૪માં આચાર્યશ્રી વિહારીલાલજીની આજ્ઞાથી અમદાવાદમાં છપાયેલી પત્રાત્મક આવૃત્તિમાં 'ને જો એમ ન જાણે ને નિરાકાર જાણે તો એનો દ્રોહ કર્યો કહેવાય ને તે સ્વરૂપને બીજા અવતાર જેવું પણ ન સમજવું.' આવા શબ્દો છે, એટલે દ્રોહ શબ્દનો અન્વય ફક્ત નિરાકારવાદને, પણ અવતારોને લગાવેલો ન હતો. સં.૧૯૬૪માં સૂરતમાં એક આવૃત્તિ નીકળી, તેમાં પણ તેમ જ છે. અમદાવાદમાં આચાર્યશ્રી પુરુષોત્તમ પ્રસાદજીની આજ્ઞાથી ધર્માદાફંડની વ્યવસ્થાપક મંડળી તરફથી સં.૧૯૫૫માં મોટા ટાઈપોથી આવૃત્તિ નીકળી છે તેમાં પણ ઉપર મુજબ છે. કિં. બહુના. સં.૧૯૪૬માં રાજકોટ કે જે આવા કજિયામાં બહુ વર્ષથી કુટાતું પ્રસિદ્ધ છે તેમાં સ્વામી બાળમુકુંદદાસજીની સંપૂર્ણ સહાયથી ઠક્કર દામોદર ગોરધનદાસે મોટા ટાઈપોથી ગુટકો છપાવ્યો તેમાં પણ ઉપર મુજબ જ શબ્દો છે. એટલે દ્રોહ શબ્દનો અન્વય અવતારોને લગાવ્યો નથી. આ પછી એ જ રાજકોટમાં એ જ પ્રેસમાં એવા જ ટાઈપોથી અને

એના એ જ માલિકે સં.૧૯૫૫માં ગુટકા છપાયા તેમાં 'અને જો એમ ન જાણે ને નિરાકાર જાણે ને બીજા અવતાર જેવા જાણે તો એનો દ્રોહ કર્યો કહેવાય.' એમ દ્રોહ શબ્દનો અન્વય અવતારોને પણ લગાડેલો જોવામાં આવ્યો. એટલે અહીંથી વધારે પડતો ક્ષેપકભાવનો પ્રવેશ થયો એમ સાબિત થાય છે. આ પછી સં.૧૯૫૭માં તથા સં.૧૯૬૩માં આવૃત્તિઓ નાની સાઈઝની નીકળી તેમાં પણ એમ જ આવ્યું. રાજકોટની આવૃત્તિ વધુ શુદ્ધ હોવાથી જૂની માન્યતાથી તેને આધારે મુંબઈમાં બે-ત્રણ આવૃત્તિઓ છપાઈ તેમાં પણ એમ જ આવ્યું. આ રીતે પ્રથમ ઘણા શબ્દોના ક્ષેપકનો પ્રવેશ થયો અને પાછળથી દ્રોહ શબ્દના અન્વયમાં ફેરફારો થતા ગયા. સં.૧૯૪૬ની આવૃત્તિમાં જે વસ્તુ ન હતી તે ૧૯૫૫ની આવૃત્તિમાં કોના તરફથી કેવી રીતે કેવા સંજોગોમાં પ્રવેશી હશે. તે તો તે રાજકોટવાળા પ્રેરક સહાયક શોધક મુદ્રક પ્રકાશક જ જાણી શકે. બીજાઓ તો એમ જ અનુમાન કરે કે, આવી બાબતમાં બહુ ઊંડા ઉતરેલા કોઈ જાણભેદુ આસુરી અધમ જીવાત્માઓની કપટી કારીગીરી હશે. કેમકે આ સમયમાં ગુણાતીત જ્ઞાન નામના અજ્ઞાનમાં યજ્ઞપુરુષદાસ શાસ્ત્રી પણ બહુ ભળેલા હોઈને ભણવા નિમિત્તે જાગાપ્રાગા ભક્તને મળવા જૂનાગઢ રાજકોટની મુસાફરી બહુધા કરતા અને કોઈ પુસ્તક લખવા શોધવામાં ભાગ લેતા. એમ તેમના જીવનવૃત્તાંતથી જ જણાય છે. અસ્તુ ગમે તેમ થયું હશે, પરંતુ પ્રથમ વડતાલગાદી તરફથી છપાઈ બહાર પડેલી બે-ત્રણ આવૃત્તિમાં જે વસ્તુ ન હતી તે ૧૯૫૫ની આવૃત્તિમાં આવી હોવાથી અહીંથી જ ફેરફાર થવાનું સ્પષ્ટપણે કહી શકાય. આ તત્ત્વજિજ્ઞાસુઓને સાધ્યસિદ્ધિમાં મહાસંશય થાય એ સહજ છે અને આ ક્ષેપક બાબત શ્રીજીના તેમજ સંગ્રહકર્તા સદ્‌ગુરુઓના અભિપ્રાયથી તદ્દન જુદી વિપરીત છે. એમ પણ માનવામાં સબળ સાધન મળે છે. હવે આ ક્ષેપક શબ્દોને શ્રીજીનાં વચનામૃત તરીકે

માન અપાય કે કેમ ? તેનો વિચાર સદ્‌વિવેકી દૈવીમુમુક્ષુઓ સ્વયં કરી લેશે. જોકે આ બધી વિવેચન કરેલી બાબત સત્યપ્રમાણભૂત સંશયરહિત છે. તથાપિ કોઈ આંતરિતને કોઈ સંશય રહેતો હોય અને તેથી ખરી ખાતરી કરવાની ઈચ્છા થાય તો વડતાલની લાયબ્રેરીમાં બધા ઉક્ત પુસ્તકો સંગ્રહી રાખેલા બતાવવામાં આવશે.

**૩. પતિવ્રતાની ભક્તિ :**

ભગવાનનું મૂળરૂપ પરોક્ષ હોવાથી કોઈને તેની પ્રત્યક્ષ પ્રાપ્તિ નથી; એનું મળવાપણું તો અવતારોના આશ્રયથી જ કહી શકાય. જેનો આશ્રય કરાય તે ભગવદ્‌અવતારને પરિપૂર્ણ માનીને જ ઉપાસનાનું વિધાન હોવાથી તેમને સ્વયં ભગવાન અવતારી કે સર્વગુણ ઐશ્વર્ય સંપન્ન પરિપૂર્ણ અન્યૂન રૂપાંતરો હોવાથી તે વચ્ચે બિલકુલ ભેદ નહીં સમજવાનો શ્રીજીએ કહેલો છે. આ બધું જોતાં પોતાને સાક્ષાત્ મળ્યું જે ભગવાનનું સ્વરૂપ.... તે સર્વ અવતારનું કારણ અવતારી એવું જાણવું.' (મધ્ય-૯) આ બાબત પણ બરાબર છે. 'અને બીજા અવતાર જેવું પણ ન સમજવું.' આ વાક્ય તો એક પતિવ્રતાની ટેક પૂરતું ભક્તાપેક્ષાવાળું છે. ભગવાનની પર વ્યૂહ વિભવ અંતર્યામી અર્ચાવતાર - આ પાંચ પ્રકારે સ્થિતિ હોવાથી એના અવાંતર બીજા ભેદો બહુ થતા ભગવાનની અગણિત મૂર્તિઓ ધ્યેય ઉપાસ્ય પતિ તરીકે થઈ. આમાં કેવું વ્રત ઉપાસન કરવું ? આ પ્રશ્નનો ઉત્તર ખાસ જરૂરી છે. તો જેને જે મૂર્તિ જે સમયે શુભાશ્રયપણે મળી હોય તેમાં પતિવ્રતાના જેવી ટેક રાખીને ભક્તિ કરવી. આ બાબત પણ શ્રીજીએ શાસ્ત્રીય ન્યાયયુક્તિથી મધ્ય.૧૯ 'શ્રીકૃષ્ણ-નારાયણ એવા જે પુરુષોત્તમ ભગવાન તેના જે અવતાર તે દેવ મનુષ્યાદિકને વિષે થાય છે તે અવતારને વિષે પતિવ્રતાના જેવી ટેક રાખવી. જેમ સીતાજીને શ્રીરામચંદ્રને વિષે નિર્દોષપણે નિષ્ઠા હતી તેમ.... પણ ભગવાન્ વિના બીજા દેવોની ઉપાસના ન કરવી.

અને જો બીજા દેવની ઉપાસના કરીએ તો તેમાં મોટો દોષ લાગે છે ને પતિવ્રતાપણું જાય છે ને વેશ્યાના જેવી ભક્તિ થાય છે.' લોયા-૧૮ 'ઈત્યાદિ જે ભગવાને આકૃતિઓ ધારણ કરી હતી, ત્યારે તેને તે તે કાળે જે જે મળ્યા તેમણે તેવા તેવા રૂપનું ધ્યાન કર્યું છે અને તે ધ્યાને કરીને તે તે રૂપને પામ્યા છે.' અંત્ય.૧૬ 'અને જેવે રૂપે કરીને ભગવાનનું દર્શન પોતાને થયું છે તે સંગાથે જેને પતિવ્રતાના જેવી દૃઢ પ્રીતિ બંધાઈ છે તેને પોતાના ઈષ્ટદેવ જે ભગવાન તેના જે બીજા અવતાર હોય તે સંગાથે પણ પ્રીતિ થાય જ નહીં... જેમ હનુમાનજી શ્રીરઘુનાથના ભક્ત છે તે રામાવતાર પછી બીજા કેટલાક ભગવાનના અવતાર થયા છે પણ હનુમાનજીની રામચંદ્રને વિષે પતિવ્રતાના જેવી ભક્તિ છે.' લોયા.૧૧ 'એક પુરુષોત્તમ નારાયણ વિના બીજા જે શિવ બ્રહ્માદિક દેવતા તેનું ધ્યાન મોક્ષને ઈચ્છતો હોય તેને ન કરવું. અને મનુષ્યને વિષે તથા દેવતાને વિષે તથા જે પુરુષોત્તમનારાયણની રામકૃષ્ણાદિક મૂર્તિઓ તેનું ધ્યાન કરવું.... અને જેવી ભગવાનની મૂર્તિ પોતાને મળી હોય તેનું જ ધ્યાન કરવું અને પૂર્વે ભગવાનના અવતાર થઈ ગયા તે મૂર્તિનું ધ્યાન ન કરવું અને પોતાને ભગવાનની જે મૂર્તિ મળી હોય તેને વિષે જ પતિવ્રતાની ટેક રાખવી. જેમ પાર્વતીજીએ કહ્યું છે જે.... એવી રીતે પતિવ્રતાની ટેક તે પણ ભગવાનનું રૂપ અને અન્ય જીવનું રૂપ તે બેયને વિષે અવિવેકી પુરુષને સમભાવ થાય છે તેની નિવૃત્તિને અર્થે કહી છે.... પણ ભગવાનની મૂર્તિઓને વિષે ભેદ નથી. આવી રીતે સત્પુરુષની સમજણ છે.' ઈત્યાદિ શબ્દોથી સમજાવી છે. આ બધા શબ્દોનો મુદ્દો એટલો જ નીકળે છે કે, ભગવાનની રામકૃષ્ણ આદિક અનંત અવતારમૂર્તિઓ છે તે તમામમાં પતિપણું તો વ્યાપક વિશાળ હોવાથી તેમાંથી જેનો જેણે આશ્રય કર્યો હોય તેને વિષે પતિવ્રતાના જેવું વ્રત રાખીને તેની ભક્તિ કરવી. આ ઉપરથી બીજી મૂર્તિઓ વિશ્વપતિ આત્મપતિ

ભગવાનની નથી કે તે ધ્યેય મોક્ષપ્રદ નથી કે. કનિષ્ટ હોય, નીંદનીય ભર્ત્સનીય છે એમ નહીં. કેમ કે, રામકૃષ્ણાદિકને ભગવાનની જ અભિન્ન મૂર્તિઓ તરીકે કહેવાપૂર્વક તેમની ધ્યેયતા અને મોક્ષપ્રદતા પ્રથમ નક્કી કરે છે. પતિવ્રતાની ટેક રાખવાનું સબળ કારણ કહીને છેવટે ભગવાનની મૂર્તિઓમાં ભેદ નથી, એમ ઉપસંહારમાં સ્પષ્ટ કહે છે. વળી, જેમ ભગવાન સિવાય બીજા શિવ બ્રહ્માદિક દેવના ધ્યાનનો નિષેધ કરે છે તેમ અવતારમૂર્તિઓના ધ્યાનનો નિષેધ કરતા નથી. લોયા.૧૧મા પતિવ્રતાની ટેક સંબંધમાં ઉપયોગી કહેવાનું સર્વ કહીને છેવટે 'પણ ભગવાનની મૂર્તિઓને વિષે ભેદ નથી.' - એમ ઉપસંહાર કરવામાં આવ્યો છે તે બહુ મુદ્દાનો શાસ્ત્રીય સમુચિત છે. અંતે આ બાબત શિક્ષાપત્રીમાં કરેલી સ્વરૂપથી અભેદની વાતને પણ બહુ મળતી આવે છે. આ બાબતમાં સૌભરી સ્ત્રીઓનું દ્દષ્ટાંત બરોબર બંધબેસતું છે. જેમ એક જ સૌભરી ઋષિ માંધાતા રાજાની પચાસ કન્યાઓને એકસાથે પરણ્યા અને પછી પોતે પચાસરૂપે થઈ પચાસેય સ્ત્રીઓ સાથે એકસાથે જુદા જુદા ભવનમાં રહ્યા. આમાં સૌભરીનું જે રૂપ જે સ્ત્રીને મળ્યું હોય તેમાં જ તેણીને પતિ તરીકેની ટેક રાખવાની પણ બીજામાં નહીં. આ ઉપરથી બીજા રૂપો સૌભરીના રૂપો નથી કે ગૌણ નિંદ્ય હોય છે એમ પણ નહીં. પ્રથમ સૌભરી એક હતા, પછીથી પચાસરૂપે એ જ થયા હતા. પછીથી પાછા પોતે જ એકરૂપ થઈ ગયા હતા. આ બધી જ બાબતને બધી જ સ્ત્રીઓ જાણતી હતી. એટલે એકબીજીને મળેલા સૌભરીરૂપો પરસ્પર દ્વેષ, નિંદા, તિરસ્કારનાં કે ગૌણભાવના સ્થાન ન હતાં. માટે જ અનેકરૂપે થયેલા સૌભરીમાં પતિ તરીકેના દ્દઢ સ્નેહભાવને લીધે સર્વ સ્ત્રીઓનો સૌભરીના જેવો જ સરખો મોક્ષ થવાની વાત શ્રીજીએ વચનામૃત પ્રથમ ૭૫માં કહી છે. તે બરોબર બંધબેસતી થાય છે. આ છેવટનો સરખો મોક્ષ થયાનો મુદ્દો ખાસ સમજવા જેવો છે. આ દ્દષ્ટાંત મુજબ એક જ ભગવાન અનંતરૂપને ધારે છે તેમાં

જેને જે રૂપ શુભાશય તરીકે મળ્યું તેમાં પતિવ્રતાના જેવી ટેક રાખીને ભક્તિ કરે. આ ઉપરથી બીજાં સ્વરૂપો જગત્પતિ ભગવાનના નથી કે ધ્યેય મોક્ષપ્રદ નથી કે ગૌણ છે કે દ્વેષ, નિંદા, તિરસ્કારનાં પાત્ર છે એમ કહી શકાય નહીં. પતિવ્રતાની ટેકમાં તુલસીદાસનું દૃષ્ટાંત અપાય છે. એનો અર્થ પણ ઉપરોક્ત જ છે. તુલસીદાસે શ્રીકૃષ્ણ-રામચંદ્ર થકી અભિન્ન અન્યત્ ભગવાન જ ભજનીય મોક્ષપ્રદ માન્યા હતા અને તેથી શ્રીકૃષ્ણે ઈચ્છાનુસાર રામરૂપે દર્શન આપ્યું હતું. જો શ્રીકૃષ્ણે અને રામચંદ્રને સ્વરૂપથી જુદા જુદા ભગવાનો સમજતાં હોય તો આ દૃષ્ટાંત બંધ બેસે જ નહીં. તુલસીદાસે શિશુપાળની જેમ શ્રીકૃષ્ણનું હદ ઉપરાંત ખંડન કે નિંદા ન કરી હતી. આ બાબત પણ બહુ સમજવા જેવી છે. આ બધી જ બાબત હરિદિગ્વિજયના ઉલ્લાસ ૪૧ શ્લોક ૧૮ની ટીકામાં બહુ સ્પષ્ટ કરી છે. [અર્થ-શંકા ભલે તમે કહો છો તેમ હોય, પરંતુ તમે સ્થાપેલું અનેક સ્વરૂપોની ઉપાસના કરનારા જનોને ભક્તિમાં વ્યભિચારપણું આવશે ? કેમકે ઉપાસનામાં તો જેમ પતિવ્રતા વનિતાને એક જ પતિ છે તેમજ ઉપાસકોને એક જ સ્વરૂપનું ઉપાસન કરવાનું કહ્યું છે. સમાધાન - તો એમ નથી. લક્ષ્મીનારાયણ કે રાધાકૃષ્ણાદિક જે છે તે એક મારા જ અભિન્ન સ્વરૂપો છે. તે કહે છે - આ સર્વે મારા જ સ્વરૂપ છે એમાં સંશય નથી. એક જ મૂર્તિ પ્રયોજનવશાત્ જ અનેક પ્રકારે વર્તે છે. માટે એમાં સ્વરૂપથી ભેદ ન સમજવું. જેમાં રુચિ ઊપજે તેનું ધ્યાન કરવું. આ બાબત શિક્ષાપત્રીમાં જ '**स राधया**' ઈત્યાદિ શ્લોકમાં સ્પષ્ટ કહી છે.] આ રીતે શંકા સમાધાન સાથે પતિવ્રતા ટેકનું સુંદર નિરૂપણ કર્યું છે. આ સર્વનો ખરો અર્થ તો અનુપાસ્ય ભવ બ્રહ્માદિક દેવો તેમજ મુક્ત કોટીનાં જીવોમાં નિષ્ઠા નહીં કરતાં એક પરબ્રહ્મ ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીકૃષ્ણ જગત્પતિમાં જ કરવી એવો છે. આ રીતે 'અને બીજા અવતાર જેવું પણ ન સમજવું.' આ વાક્યની પણ સુસંગતિ થઈ શકે છે.

શ્રીકૃષ્ણ શ્રીહરિની બાબતમાં તો આટલું વિશેષ વિધાન છે - વસુદેવસુત શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ ભગવાન પુરુષોત્તમ સર્વોપરી અવતારી ઉપાસ્ય ઈષ્ટદેવપણે પ્રતિપાદન કરવાપૂર્વક ધર્મસુત શ્રીહરિને તેમના બીજા અવતાર તરીકે સમર્થન કરવાની સાથે શ્રીજીને શ્રીકૃષ્ણના અવતાર જેવા જ અત્યંત અભિન્ન એકરૂપ સમજીને જ સ્નેહભક્તિ કરવાની કહેલી છે. એટલે આ વાક્ય એમના સંબંધમાં તો સંભવિત નથી. ઊલટું શ્રીકૃષ્ણ શ્રીહરિને જે કોઈ રીતે જુદા સમજે-સમજાવે તો દ્રોહ કર્યો કહેવાય એમ કહેવું એજ વધારે બંધબેસતી શાસ્ત્રીય છે. 'બીજા અવતાર જેવા જાણે તો દ્રોહ કર્યો કહેવાય.' આ વાક્ય તો વધારે ક્ષેપક હોઈને ત્યાજ્ય છે. ધ્યેય અવતારો માટે આવો શબ્દ શ્રીજીએ કોઈ સ્થળે વાપર્યો નથી. જો ઉપર પ્રમાણે સિદ્ધાંતમાં લઈએ તો પૂર્વે થયેલા રામકૃષ્ણ આદિ અવતારો કે જે બહુધા જગતને પ્રત્યક્ષ મળ્યા હતા તેમને પડ્યા મૂકીને શ્રીજીને ભગવાન્ તરીકે માનનારા પણ બધા મહાદ્રોહી જ ઠરે, અને શ્રીજીને ભગવાનના અવતાર તરીકે માનીને કોઈને ભજવાનો પ્રસંગ ન રહે. માટે શ્રીજીએ જે શાસ્ત્રપદ્ધતિએ માન્યતા નિશ્ચિત કરી છે તેને અનુસરીને શ્રીજીને પણ એક પૂર્ણ અવતાર અવતારી સમજીને પતિવ્રતાભાવથી ભજવા અને બીજાને ન નિંદવા એ જ સારમાં સાર માર્ગ કલ્યાણકારી છે. અશાસ્ત્રીય કલ્પિત વાતો મુજબ શ્રીજી સ્વરૂપ અવતારોને નિંદી ઉતારી પાડીને મહાપાપજનક નરકપ્રાયક મહાદ્રોહ કરવાની કોઈને કાંઈ જરૂર નથી. જગત્કારણ જગત્પતિ પરમેશ્વર એક જ છે, એમના જ બધા અભિન્ન અવતારો છે, અવતારો પણ સમસ્ત ગુણ ઐશ્વર્ય પરિપૂર્ણ ધ્યેય મોક્ષપ્રદ છે, આટલી શાસ્ત્રીય બાબત સમજ્યા વિના સાંપ્રદાયિક વૈદિક દૈવી મુમુક્ષુને છૂટકો જ નથી. તો આને અનુસરીને જ બોલવું-લખવું-સમજવું જોઈએ.

### ૪. 'સ્વામિનારાયણ' નામનો અર્થ -

આ ઉદ્ધવ સંપ્રદાયના ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીહરિનું અસાધારણ મંગળ નામ 'સ્વામિનારાયણ' છે. આ મુખ્ય નામથી તેમની ભક્તિ ઉપાસના સંપ્રદાયમાં પ્રવર્તે છે. દીક્ષિત તમામ અનુયાયીઓને અહર્નિશ જપવા માટે આ જ ષડક્ષર નામમંત્રનો આચાર્યે ઉપદેશ આપવો એમ સ.પ્ર.૪, અ.૪૬ શ્લોક ૩૧માં સ્પષ્ટ છે. આ શુભ સર્વોપરી નામનો પ્રયોગ સર્વ શાસ્ત્રોમાં તથા વ્યવહારમાં બહુ વર્તે છે. સત્સંગિજીવન પ્ર.૧, અ.૧, શ્લોક ૧૨ **'स एष साक्षाद्‌भगवान् स्वामिनारायणाख्यया प्रसिध्धोऽस्ति'** [તે આ સાક્ષાત્ ભગવાન સ્વામિનારાયણ નામથી પૃથ્વી ઉપર પ્રસિદ્ધ થયા છે.] સ.પ્ર.૨, અ.૨૪, શ્લોક ૪૬ **'सैय नारायणमुनिः सहजानन्दनामकः। स्वामिनारायणाख्यश्च स्वाभ्याख्यश्च विराजते'** [તે અમારા ગુરુ નારાયણમુનિ સહજાનંદ સ્વામિનારાયણ અને સ્વામી નામથી વિરાજે છે.] [આ અભય રાજા પ્રત્યે ખટ્વાંગની ઉક્તિ છે.] સ.પ્ર.૫, અ.૬૯, શ્લોક ૧૭ **'हरिकृष्णो घनश्यामो नीलकण्ठश्च स स्मृतः। स्वामी च सहजानन्दः स्वामिनारायणस्तथा'** [ભગવાન શ્રીહરિના હરિકૃષ્ણ ઘનશ્યામ નીલકંઠ સ્વામી સહજાનંદ સ્વામિનારાયણ આદિક બહુ નામો છે.] આ પ્રમાણે સત્સંગીજીવનમાં બહુ સ્થળે પ્રયોગ છે. વચનામૃત, ગઢડા પ્ર.૫૬માં નામ મહિમાવર્ણન સાથે તથા લોયા ૧૮માં સ્વામિનારાયણ નામ છે. અષ્ટોત્તરશત નામાત્મક જનમંગળમાં શ્લોક ૧૧૨ નામ ૪૯ **'स्वामिनारायणः स्वामि'** આ રીતે છે. સહસ્રનામાત્મક સર્વમંગળમાં શ્લોક-૭૩ નામ ૩૯૪ **'स्वामिनारायणो'** આ રીતે છે. શિક્ષાપત્રી શ્લોક.૧૦૮ની શતાનંદ સ્વામીરચિત ટીકામાં અંતે **'यः साक्षाद्‌भगवान्.... श्रीस्वामिनारायण-'** [સાક્ષાત્ ભગવાન સ્વામિનારાયણ નામથી પ્રકટ થયા.] આ રીતે આ ભવ્ય નામ સંપ્રદાયનાં સઘળાં સંસ્કૃત પ્રાકૃત શાસ્ત્રોમાં તેના મહિમા સાથે વર્તે

છે. સંપ્રદાયમાં કલ્યાણકારી આ નામથી જયભજનની પ્રવૃત્તિ રામાનંદસ્વામીના ચૌદમાના દિવસથી થઈ છે એમ સ.પ્ર.૨, અ.૨૪, શ્લોક ૪૬ ઉપરથી અને હરિલીલામૃતના કળશ ૫ વિશ્રામ ૩ ચોપાઈ ૫૭ ઉપરથી નક્કી સમજાય છે. એટલે સં.૧૯૫૮ના માગશર સુદી ૧૩ એ રામાનંદ સ્વામી સ્વધામ પધાર્યા અને તેમના ચૌદમાને દિવસે શ્રીહરિએ અનુયાયીઓની સભા ભરી તેમાં આ ભવ્ય નવ્ય દિવ્ય નામથી ભજન કરવાનો નિર્ણય થયો.

આ નામમાં સ્વામી અને નારાયણ એવા બે શબ્દો છે. પરબ્રહ્મને કહેનારા આ બે શબ્દો પ્રાચીન શાસ્ત્રોમાં બહુધા પૃથક્ પૃથક્ આવે છે. તેને સાથે જોડવાથી 'સ્વામિનારાયણ' એવું એક નામ એક વ્યક્તિનું વાચક થયું છે. જેમ હરિ અને કૃષ્ણ - આ બે નામ જોડવાથી હરિકૃષ્ણ નામ છે તેમ. એ ઉપરથી નવું જ કલ્પી કાઢ્યું છે એમ કહેવાય નહીં. સંપ્રદાયનાં શાસ્ત્રોમાં પણ સ્વામી અને નારાયણ એવા બંને શબ્દો બહુ સ્થળે જુદાં જુદાં પણ આવે છે. અને તે બંનેના સહજોડાણવાળો સ્વામિનારાયણ શબ્દ પણ આવે છે. આ શબ્દો ડિત્થકપિત્થાદિકની પેઠે નિરર્થક સંજ્ઞામાત્ર નહીં પણ સાર્થક હોવાથી તેનો અનુગત અર્થ પણ કર્યો હોવો જોઈએ. જે જે પ્રાચીન ગ્રંથમાં તે શબ્દો આવે છે તેના ભાષ્ય કે ટીકામાં તેનો અર્થ કરેલો સવિસ્તર ઉપલબ્ધ થાય છે. માટે જે સંપ્રદાયનાં શાસ્ત્રોમાં આવેલા ઉપરના શબ્દોનો અર્થ કરતાં તેને જ પ્રમાણ તરીકે ગ્રહણ કરવામાં આવે છે. એટલે જેમ શબ્દ નવીન નથી તેમ અર્થ પણ નવીન નથી. સ્વામી અને નારાયણ આ બે પૃથક્ શબ્દનો જે અર્થ કરવામાં આવ્યો છે એ જ અર્થ 'સ્વામિનારાયણ' - આ સંયુક્ત શબ્દોનો પણ કરવામાં આવ્યો છે પણ જુદો નહીં.

અમુક શબ્દનો અમુક અર્થ થાય એ તો વ્યાકરણ કોષ આપ્તવાક્ય વિવરણ (ટીકા વગેરે) વ્યવહાર વગેરેથી નક્કી થાય છે. સત્સંગીજીવન ગ્રંથની આખી ટીકા બીજા કોઈ અલ્પશ્રુતે નહીં પણ

જે શ્રીજીના સહચર વિદ્વાન હોઈને શ્રીજીએ પોતાનાં કાગળપત્રો લખવા, શાસ્ત્રનું લેખનશોધન કરવું વગેરે સમુચિત સેવામાં નિયોજેલા હતા તે બહુશ્રુત શુકાનંદ સ્વામીએ કરેલી પ્રથમ પ્રમાણભૂત છે. વળી પોતાની ટીકાની પ્રમાણતા માટે 'આમાં મન-કલ્પિત અર્થ કર્યો નથી પણ ગ્રંથકર્તા શતાનંદ મુનિના મુખ થકી સમક્ષ જે અર્થ સાંભળ્યો હતો તે યથાર્થ રહે અને વિપરીત થઈ જાય નહીં એની કાળજી રાખીને કર્યો છે - એમ આરંભમાં જ **'अभिप्रायानुसारेण शतानन्दमहामुनेः। कर्तुरस्थ मुखाद्योऽर्थः समक्षं संश्रुतो मया॥ स यथावस्थितस्तिष्ठेन्न यायाद्‌विरीतताम्। एतदर्थं श्रमोऽसाः मे पण्डित्यज्ञप्तेत्रे नच॥'** આ રીતે સ્વયં જણાવે છે. આવી પ્રમાણભૂત સાર્થક હેતુ નામની ટીકામાં સ્વામી અને નારાયણ શબ્દનો અન્વર્થ અર્થ બહુ સ્થળે કર્યો છે. સ્વામિનારાયણ નામનો સમાસ સાથે સાર્થક અર્થ સ.પ્ર.૨, અ.૨૪, શ્લોક ૪૬ની ટીકામાં આ પ્રમાણે કર્યો છે. મનધાર્યો નહીં પણ અર્થને અનુસારે સમાસ થાય છે. સ્વામી શબ્દાર્થ અને નારાયણ શબ્દાર્થ ભિન્નભિન્ન વ્યક્તિમાં નહીં પણ એક જ ઉપાસ્ય ઈષ્ટદેવ વ્યક્તિમાં ઘટાવાનો હોવાથી **'स्वामी चासौ नारायणः स्वामिनारायणः'** - એવો કર્મધારય સમાસ કર્યો છે. સ્વામી - સકલ ઐશ્વર્ય સંપન્ન અને નારાયણ - સર્વની અંદરબહાર આત્માપણે રહીને નિયમન કરનારા અંતર્યામી એવો અર્થ કર્યો છે. **'नराणां समूहो नारं तदयनं - निवासस्थानं यस्य स नारायणः'** - એવો અનવયાર્થ કર્યો છે. સ્વામી એટલે સર્વના રક્ષણમાં સમર્થ હોવાથી પતિ અને નર-નરાકાર ધર્મદેવના પુત્ર હોવાથી નારાયણ એવો બીજો પણ અર્થ કરવામાં આવ્યો છે. સમાસ તો એનો એ જ છે. આ ઉપરથી નક્કી થયું કે, સ્વામી શબ્દથી બીજી કોઈ વ્યક્તિ અને નારાયણ શબ્દથી બીજી કોઈ વ્યક્તિ નહીં પણ એક જ વ્યક્તિ ધર્મનંદન હરિકૃષ્ણ છે - એમ બંને શબ્દોનો અર્થ એકમાં જ ઘટાવ્યો છે.

આ ટીકામાં ટીકાકાર શુકાનંદે એવું અનુસંધાન આપ્યું છે કે, 'સ્વામી શબ્દનો અર્થ શ્રી રઘુવીરાચાર્ય કૃત સર્વમંગળ જનમંગળ સ્તોત્રની ટીકા થકી જાણવો.' આ ઉપરથી નક્કી થાય છે કે, સર્વમંગળ જનમંગળ સ્તોત્ર કે જે ત્રિકાળદર્શી શતાનંદ મુનિકૃત હોઈને સત્સંગીજીવનમાં જ જણાવેલા છે તેની ઉપર શ્રીરઘુવીરાચાર્યે ટીકા કરેલી છે. જનમંગળ સ્તોત્રની ટીકાનું નામ ભાવાર્થ પ્રકાશિત અને સર્વમંગળ સ્તોત્રની ટીકાનું નામ ભાવપ્રબોધિની છે. આ ટીકાનું પુસ્તક સં.૧૮૯૦માં શુકાનંદ મુનિના હસ્તાક્ષરથી લખાયેલું બહુ જૂનું છે. શુકાનંદ અને રઘુવીરાચાર્ય બંને સમકાલીન અને સહસમાગમી હોવાથી બંનેની ટીકાનો અર્થ એક મળતો આવે એ સહજ છે.

સર્વમંગળમાં શ્રીહરિનાં હજાર નામો આવે છે. તેમાં **સ્વામી** નામ પહેલું જ છે. એનો અર્થ ટીકામાં - સ્વયં - ઐશ્વર્ય જેને છે તે સ્વામી કહેવાય. '**स्वामिन्नैश्वर्ये**' આ સૂત્રથી સ્વામિ શબ્દ નિષ્પન્ન કરવામાં આવ્યો છે. અર્થાત્ સર્વ જીવ ઈશ્વરોનું નિયંતાપણું સર્વકર્મફળનું આપવાપણું વગેરે ઐશ્વર્યવાળા તે સ્વામી કહેવાય. આથી એમનું જ ઉપાસ્યપણું કહ્યું. જે સર્વના સ્વામી હોય તે જ ઉપાસ્ય હોઈ શકે. ભલે કોઈ મહારાજા આદિક શબ્દથી કહેવાતો હોય પણ જો ઐશ્વર્યહીન હોય તો કોઈએ ઉપાસના કરાતો નથી. માટે સ્વામી શબ્દ એક શ્રીહરિ વિષે જ મુખ્યપણે પ્રવર્તે છે એમ '**एक एव हरिः स्वामिशब्दवाच्योऽस्ति सर्वथा**' આ વિ.પુ. વચન કહે છે. આ જ અર્થ સર્વ નામોના બીજરૂપ હોવાથી સ્વામી નામનો પહેલો જ નિર્દેશ કર્યો છે. આથી એ નક્કી થયું કે, શ્રીહરિનાં હજાર નામો મધ્યે સ્વામી નામ મુખ્ય સાર્થક છે. આ નામનો જે આ અર્થ તે સર્વ નામોના બીજભૂત હોવાથી સર્વ નામોમાં અનુસ્યુત સમજી લેવાનો છે.

નારાયણ શબ્દના અનેક અર્થો શાસ્ત્રમાં કરવામાં આવ્યા છે. તેમાં આ અર્થ મુખ્ય છે. નરોનો-જડચિદાત્મક સમસ્ત નિત્ય વસ્તુઓનો સમૂહ તે **नार** કહેવાય. તે નાર **अयन** - આશ્રય જેમને છે ['નાર'નો આશ્રય કરી રહેલા] અથવા નારના **अयन**-આશ્રય તે નારાયણ કહેવાય. અર્થાત્ સર્વ ચિદચિત તત્ત્વમાં અંદરબહાર અંતરાત્માપણે વ્યાપી રહેલા હોવાથી નારાયણ નામથી સાર્થક કહ્યા છે. '**अन्तर्वहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः**' - એવી શ્રુતિમાં નારાયણ શબ્દની નિરુક્તિ કરી છે. '**नारायणायविद्महे**' '**नारायणः परंब्रह्म**' '**एको हवै नारायण आसीत**' ઈત્યાદિ બહુ શ્રુતિઓમાં પરવસ્તુનું બીજા ભવ બ્રહ્માદિ દેવો થકી નિવૃત્તિ કરનારું અસાધારણ નામ નારાયણ નિરૂપ્યું છે. એટલે જગત્કર્તા પરમાત્માનું અસાધારણ મુખ્ય નામ નારાયણ છે - એમ નક્કી કરવામાં આવ્યું છે.

ઉપર પ્રમાણે સ્વામી શબ્દનો અને નારાયણ શબ્દનો જુદો જુદો અર્થ કરવામાં આવ્યો છે. આને અનુસારે બંને સ્તોત્રની ટીકામાં સ્વામિનારાયણ શબ્દનો અર્થ આ રીતે કરવામાં આવ્યો છે. '**एक एव हरिः स्वामिशब्दवाच्योऽस्ति सर्वथा**' આ સ્મૃતિને અનુસારે સર્વની અંદરબહાર આત્માપણે વ્યાપી રહેલા હોવાથી નારાયણ અને તે બંને મળીને '**अन्त प्रविष्टः शास्ता जनानां सर्वात्मा**' - આ શ્રુતિને અનુસારે સર્વની અંદર આત્માપણે પ્રવેશ કરીને સર્વજનોને નિયમન કરનારા [અંતર્યામી] હોવાથી સ્વામિનારાયણ એવા સાર્થક નામથી કહેવાય. અર્થાત્ સ્વામી શબ્દથી સર્વનિયંતાપણું અને નારાયણ શબ્દથી સર્વાન્તવ્યાપકપણું, આ બંને મળીને 'સ્વામિનારાયણ' એવું એક નામ થાય. આખા નામનો અર્થ ''ચેતનાચેતનાત્મક સર્વ વિશ્વમાં આત્માપણે વ્યાપીને સર્વને યથેચ્છ નિયમન કરનારા'' એવો થયો. આવા તત્ત્વાર્થવાળું સ્વામિનારાયણ નામ ધર્મપુત્ર શ્રીહરિનું વાચક યોગરૂઢ છે. ટીકામાં '**स्वामी चासौ**

**नारायणः स्वामिनारायणः**' એવો જ કર્મધારય સમાસ કરવામાં આવ્યો છે. એટલે સત્સંગીજીવનની ટીકા અને સ્તોત્રની ટીકામાં એક મળતો જ સમાસ અને અર્થ છે. સ.પ્ર.૨, અ.૨૮, શ્લોક ૧૬ની બીજી ટીકા રઘુવીરાચાર્યકૃત છે. તેમાં સ્વામિનારાયણ શબ્દનો '**सर्वेषां निरूपाधिक- स्वामिनारायण**-' એવો કર્યો છે. અભિપ્રાય એવો છે કે, સર્વ કોઈના નિરૂપાધિક [જેનો કોઈ બીજો ઉપરી સ્વામી નથી.] સ્વામી એવા નારાયણ તે સ્વામિનારાયણ કહેવાય. આમાં પણ ઉપર મુજબ કર્મધારય સમાસ સૂચવ્યો છે. ઉપર મુજબ સ્વામી શબ્દનો અને નારાયણ શબ્દનો અર્થ બહુ ઉપયોગી ઉત્તમ હોવાથી સંપ્રદાયના વચનામૃતાદિ શાસ્ત્રોમાં એ બે શબ્દોથી બહુધા વ્યવહાર થયો જણાય છે.

### ૫. પંચાળાનું સાતમું વચનામૃત -

કેટલાક તો રામ-કૃષ્ણાદિક અવતારોને વિષે શ્રી સ્વામિનારાયણ ભગવાન પોતાની અંતર્યામિ શક્તિ [તેજ] દ્વારા રહ્યા છે. મૂળ અક્ષરથી લઈને પૃથ્વીને વિષે જે જે અવતાર થાય છે, તે સર્વને વિષે શ્રી સ્વામિનારાયણનો આવિર્ભાવ છે. તે સર્વને શ્રીસ્વામિનારાયણના અવતારો કહેવાય પણ એ અવતારોમાંથી પુરુષોત્તમનારાયણ નોખા (જુદા) પડી જાય. વચનામૃત પંચાળા-૭ [સાત]માં પુરુષોત્તમ ભગવાનનો શ્રીસ્વામિનારાયણનો રામ-કૃષ્ણાદિક અવતારમાં પ્રવેશ કહ્યો છે. તે મૂર્તિમાન વ્યતિરેક સ્વરૂપે નહીં પણ પોતાની અંતર્યામી [શ્રીસ્વામિનારાયણ ભગવાનની] શક્તિ વડે પોતાના તેજ વડે તે પ્રવેશ પણ અગ્નિ લોઢામાં પ્રવેશ કરે તેવી રીતે કહ્યો છે. આવા શાસ્ત્રના અર્થ અવળા કરે છે માટે તેનું યથાર્થ દિગ્દર્શન જોઈએ.

**હવે પંચાળા સાત [૭]માં વચનામૃતનો વિર્મશ પૂર્વાપરના અનુસંધાન કરીએ.**

આ વચનામૃતના સત્યાર્થને ફેરવી નાખવા માટે બહુ બહુ આડાઅવળા અજ્ઞાનતાભર્યા અર્થો કર્યા છે. અગ્નિ અને લોઢાનું દૃષ્ટાંત દીધું છે. 'જેમ અગ્નિ લોઢાને વિષે આવે છે, ત્યારે લોઢાનો જે શીતલ ગુણ ને કાળો વર્ણ તેને દાબીને પોતે પોતાના ગુણને પ્રકાશ કરે છે, તેમ આ ભગવાન જેને જેને વિષે આવે છે, ત્યારે તેના તેજનો પરાભાવ કરીને પોતાના પ્રકાશને અધિકપણે જણાવે છે અને જે કાર્યને અર્થે પોતે જેમાં પ્રવેશ કર્યો હતો તે કાર્ય કરી રહ્યા કેડે તેમાંથી પોતે નોખા નીસરી જાય છે. ત્યારે તો તે પંડે જેવો હોય તેવો રહે છે. અને તેમાં જે અધિક દૈવત જણાતું હતું તે તો પુરુષોત્તમ ભગવાનનું હતું એમ જાણવું.' આ અવતારોની બાબતમાં બિલકુલ સંભવતું નથી, કારણકે મૂળ અવતારી અને અવતારો વચ્ચે કોઈ પ્રકારે ભેદ નથી. અવતારી જ અવતારરૂપે વિરાજે છે. જેમ કોઈ માણસ પરદામાંથી બહાર આવે અને તે પાછો પરદામાં પેસી જાય એવો અવતાર અવતારીભાવ છે. પેસનારો અને નીકળનારો એક જ છે. પણ જુદો જુદો નથી. વળી એ દૃષ્ટાંત [લોઢા ને અગ્નિ] અવતારોને આગળ ધરીને આપ્યું નથી પણ બીજી બાબતમાં આપ્યું છે. તે અવતારોમાં ઘટાવી શકાય નહીં. એ તો સર્વવ્યાપી ભગવાન પુરુષોત્તમનો કાર્યધાન માટે અનુપ્રવેશ સર્વ જગતમાં જણાવ્યો છે. [જગતની ઉત્પત્તિ બાબતમાં] અગ્નિનો જેમ લોઢામાં પ્રવેશ છે તેમ અવતારોમાં પુરુષોત્તમનો પ્રવેશ છે. એમ જે પ્રલપન કર્યું છે તે અવતારી અવતાર વચ્ચે અત્યંત ભેદ પાડીને અવતારોને જીવાદિ તરીકે ગણવાની આસુરી પ્રવૃત્તિ કરી છે. આ વચનામૃત તેમાં તત્ત્વાર્થ એ છે કે, પુરાણ પ્રવર ભાગવત કે જે શ્રીકૃષ્ણ પર હોઈને શ્રીજીએ સ્વાભિમત સચ્છાસ્ત્ર તરીકે ગણ્યું છે. તેનો '**जन्माद्यस्य यत**-' આ પ્રથમ શ્લોકને પ્રક્રમ કરીને તેનો '**यत्र त्रिसर्गो मृषा**'

**'धाम्ना स्वेन सदा निरस्तकुहकम्'** એ અનન્યપાદને લઈને તેનું વિવેચન કરીને શ્રીકૃષ્ણનું નિત્યનિર્દોષપણું અને કલ્યાણ ગુણાકારપણું સમર્થવાપૂર્વક તેમનું સાકારપણું યુક્તિવિશેષથી સપ્રમાણ કર્યું છે. વાંચો... ''એવું ભગવાનનું પરમ સત્ય સ્વરૂપ છે તે આત્યંતિક પ્રલયને અંતે અક્ષરધામને વિષે જેવું ભગવાનનું સ્વરૂપ અનંત ઐશ્વર્ય તેજે યુક્ત છે તેવું ને તેવું જ પ્રત્યક્ષ મનુષ્યરૂપ ભગવાનને વિષે જાણવું. તેણે તત્ત્વે કરીને ભગવાનને જાણ્યા કહેવાય.'' - એમ અવતાર અવતારી વચ્ચે તત્ત્વતઃ અભેદ સમજવાનો કહે છે. આગળ ઉપર નટનું દૃષ્ટાંત આપીને અવતાર અવતારીનું ઐક્યપણું પ્રતિપાદે છે. જેમ નટ જુદાજુદા વેષોને ધારે છે, છતાં નટ એનો એ જ છે. આ દૃષ્ટાંતનું વિવરણ લોયા-૧૮માં ભાગવત સ્કંધ.૧, અ.૧૫નું અનુસંધાન લઈને કર્યું છે. આ બાબતને સમર્થન કરવા માટે **''अवजानन्ति मां मूढा मानुषीं.... भूतमहेश्वरम्॥''** એ ગીતાના શ્લોકને લીધો છે. અર્થ એવો છે કે, શ્રીકૃષ્ણને પરંબ્રહ્મપણે નહીં જાણીને સામાન્ય મનુષ્યપણે સમજનારા ને મૂઢ અજ્ઞાની કહ્યા છે. વળી, આગળ ઉપર ''અને તેવા તેજોમય દિવ્યમૂર્તિ જે ભગવાન તે જીવોના કલ્યાણને અર્થે પોતાને વિષે નવ પ્રકારની ભક્તિ કરાવવાને અર્થે કૃપા કરીને પોતાની જે સર્વશક્તિઓ ઐશ્વર્ય-પાર્ષદ તેણે સહિત થકા જ મનુષ્ય જેવાં થાય છે. ત્યારે પણ એવા મર્મને જાણનારા છે તે ભગવાનનું સ્વરૂપ અક્ષરધામને વિષે જેવું રહ્યું છે તેવું જ પૃથ્વીને વિષે જે ભગવાનનું મનુષ્ય સ્વરૂપ રહ્યું છે તેને સમજે છે. પણ તે સ્વરૂપને વિષે ને આ સ્વરૂપને વિષે લેશમાત્ર પણ ફેર સમજતા નથી. એમ પરંબ્રહ્મ પુરુષોત્તમની જ અવતારરૂપતા અને અવતાર રૂપોની સમગ્ર ગુણ ઐશ્વર્યાદિકથી પરિપૂર્ણતા અને તેમની ઉપાસ્યતા અને તેથી આત્યંતિક કલ્યાણની પ્રાપ્તિ સુસ્પષ્ટ કહી છે. વળી આગળ ઉપર ''ભગવાન તો સદા સાકાર જ છે પણ નિરાકાર નથી અને તે જ

ભગવાન રામકૃષ્ણાદિક મૂર્તિઓને ધારણ કરે છે. એમ પરાત્પર સર્વાન્તર્યામિ પરમાત્માની જ અવતારરૂપતા અને તે વચ્ચે સ્વરૂપાદ્વૈત ને સુદૃઢ કરે છે. આ જોતાં પંચાળા-૭માં અવતારોને સાક્ષાત્ પરમાત્માનું સાકાર સ્વરૂપ સમજીને તેમની જ ભક્તિ ઉપાસના કરવાની આત્યાંતિક કલ્યાણ માટે કહી છે. એટલે અવતારોને લોઢાનું અને અવતારીને અગ્નિનું દૃષ્ટાંત આપીને અવતારોને ઉતારી પાડવાનું જે ઔદ્ધત્ય આસુરીપણું જે કર્યું છે તે સંગત નથી. પંચાળા-૭ [સાત] તે કહ્યું કાંઈ ને સમજ્યા કાંઈક એના જેવું અવળું કર્યું છે. વચનામૃતના ખોટા અર્થો કરવામાં બાકી રાખ્યું નથી, માઝા મૂકી દીધી છે. આખી મૂર્ખાઈ અને આસુરીપણાનું ખુલ્લું પ્રદર્શન છે. આ વચનામૃતને જે તેમણે પ્રમાણ તરીકે લીધું છે તે તો તેમના કલ્પિત અર્થને સાબિત કરતું નથી. ઊલટું આ વચનામૃતથી તો અવતારોની સાક્ષાત્ પરંબ્રહ્મ પુરુષોત્તમતા અને એથી જ તેમની ધ્યેયતા અને તેથી જ આત્યંતિક મોક્ષપ્રદતાનું સમર્થન થાય છે.

જો રામ-કૃષ્ણાદિક અવતારમાં શ્રીસ્વામિનારાયણ ભગવાનનો પ્રવેશ હોય, ત્યારે તે જ ભગવાન [રામ-કૃષ્ણાદિક] કહેવાય. આમ કહેવાથી બીજાં પણ અનેક દૂષણો ઊભા થાય છે. પરમાત્માને સર્વવ્યાપક કહેવામાં આવે છે. તેઓ અણુઅણુમાં વ્યાપી રહ્યાને આત્મા અને માયા તેમનું શરીર છે. આમ, પરમાત્મા આત્માઓમાં તથા માયામાં પ્રવેશીને રહ્યા જ છે. માટે જો પ્રવેશ કરીને રહ્યા છે તેથી રામકૃષ્ણાદિક અવતારને ભગવાન કહેવાય તો આત્મા અને માયામાં પણ ભગવાન પ્રવેશીને રહ્યા છે તો તેમને પણ ભગવાન માનવામાં શો વાંધો ? આમ જીવ અનેક હોવાથી ભગવાન પણ અનેક થશે તો વૈદિક મત પ્રમાણે ભગવાન તો એક જ છે. અંત્ય.૩૯માં શ્રીસ્વામિનારાયણ ભગવાને પણ ભગવાન એક હોવાનું કહ્યું છે. માટે શાસ્ત્રો ખોટા સાબિત થશે. જીવ જ પરમાત્મા જ છે તો પછી ભક્તિઉપાસના કોની કરવાની ? તે પણ એક પ્રશ્ન છે.

રામ-કૃષ્ણાદિક અવતારને ભગવાનથી જુદા બતાવવા માટે આ દૃષ્ટાંતનો ખોટો અર્થ કરે છે. પરમાત્મા એક જ છે. પરમાત્મા તો રામકૃષ્ણાદિક અવતાર નથી તો પછી તેમને કયા તત્ત્વમાં લેવા. આત્મા, માયા અને પરમાત્મા - એમ ત્રણ તત્ત્વો જ છે. રામ-કૃષ્ણાદિક અવતારને ભગવાન તરીકે તો માનતા નથી. માટે આત્મા અને માયા - એ બે તત્ત્વમાં જ માનવા પડશે. માયા તો જડ છે. તેથી રામકૃષ્ણાદિક અવતારને આત્મા (કે જે જીવ) છે એવી હિનતત્વમાં ધકેલવા માટે આવો મૂઢતાભર્યો પ્રયાસ કર્યો છે. જીવની ઉપાસના (ભક્તિ) કરવાની કોઈ શાસ્ત્રોમાં પણ કહી નથી. શ્રીસ્વામિનારાયણ ભગવાને પણ શિક્ષાપત્રીમાં જીવ કે બ્રહ્મવેત્તા સાધુનું ધ્યાન ઉપાસના કરવાની સ્પષ્ટ ના કહી છે. વચનામૃતમાં પણ જીવનું ધ્યાન-ભજન કરવાની મનાઈ કરી છે. ભક્તિરૂપ ઉપાસના તો એક પરમાત્માની જ કરવાની સર્વ વૈદિક શાસ્ત્રો કહે છે. તો સર્વ શાસ્ત્રોમાં બાધ આવશે. સંપ્રદાયના શાસ્ત્રો તો રામકૃષ્ણાદિક અવતારનું ધ્યાન-ભજન કરવાનું કહે છે. તેઓની ઉપાસના કરવાથી મોક્ષ પણ મળ્યાની વાત લખી છે. મધ્ય.૩૧ "જ્યારે ભગવાનના અવતાર જે રામ-કૃષ્ણ આદિક તેની ઉપાસના કરે, ત્યારે બ્રહ્મરૂપ થાય અને તેની મુક્તિ (મોક્ષ) થાય." સ.જી. પ્ર.૩, અ.૪૧ પ્રમાણે રામકૃષ્ણાદિક અવતારોને ભજતા અક્ષરધામ પ્રાપ્ત થાય છે એમ સ્પષ્ટ લખ્યું છે. જો કોઈ હજુ પણ એવી અવળી મૂઢતાભરી આસુરીવૃત્તિથી કલ્પિત વાતો કરે, કે રામ-કૃષ્ણાદિ અવતારોમાં શ્રીસ્વામિનારાયણ ભગવાનનો પ્રવેશ હોય, ત્યારે જ તે કલ્યાણ કે મોક્ષ કરી શકે તો શિક્ષાપત્રી, શ્લોક ૧૧૫માં તો રામકૃષ્ણાદિકની પ્રતિમાનું ધ્યાન કરવાનું કહ્યું છે. તેના ધ્યાન-ભક્તિથી કલ્યાણ પણ થાય છે. સંપ્રદાયમાં શ્રીમુખ દ્વારા જે સ્વહસ્તે છ મંદિરો બનાવ્યાં છે તેમાં દેવકીનંદન, કૃષ્ણ ભગવાનના રૂપની જ મૂર્તિ પધરાવી છે. અમદાવાદ અને ભૂજમાં નર-નારાયણની મૂર્તિ કે જે નર તે અર્જુન

અને નારાયણ તે શ્રીકૃષ્ણ ભગવાન. વડતાલમાં લક્ષ્મીનારાયણદેવ તે દ્વારકાધીશ શ્રીકૃષ્ણ જ છે. એમ માનવાની વાત સત્સંગીજીવનમાં કહી છે. ગઢડામાં ગોપીનાથજી મહારાજ - ગોપીઓના નાથ તો વાસુદેવ શ્રીકૃષ્ણ હતા. ધોલેરામાં મદનમોહનજી મહારાજ તે પણ શ્રીકૃષ્ણનું જ રૂપ છે. જૂનાગઢમાં રાધારમણદેવ - રાધા સાથે રમણ કરનારા શ્રીકૃષ્ણ ભગવાન જ હતા માટે વસુદેવ દેવકીનંદન શ્રીકૃષ્ણનું ધ્યાન કરવાથી આત્યંતિક મોક્ષની વાત સત્સંગીજીવનમાં શ્રીજી મહારાજે કહી છે. શ્રીકૃષ્ણ ભગવાન તે જ શ્રીસ્વામિનારાયણ ભગવાન હતા તેમ સંપ્રદાયનો સિદ્ધાંત છે. આમ, રામ-કૃષ્ણાદિક અવતારને ગૌણ કરનારા શ્રીજી મહારાજને આડકતરી રીતે ગૌણ જ કરી રહ્યા છે. કારણકે તત્ત્વતઃ તેમની એકતા છે.

**૬. પ્રત્યક્ષવાદ અને પરોક્ષવાદ -**

સંપ્રદાયમાં પ્રત્યક્ષવાદ અને પરોક્ષવાદ માટે વિવિધ મંતવ્યો પ્રચલિત છે પણ આપણે ઉપાસ્ય ઈષ્ટદેવ ભગવાન શ્રીસ્વામિનારાયણ અને તેમના નંદ સંતો જે શાસ્ત્રોમાં લખી ગયા છે તેમનાં વચનો પ્રમાણે પ્રત્ક્ષવાદ અને પરોક્ષવાદ સમજવાનો પ્રયાસ કરીશું.

અમુક પ્રત્યક્ષ-પરોક્ષવાદ અવતારો ઉપર લે છે. રામ-કૃષ્ણાદિક અવતારો એ પરોક્ષ છે. જ્યારે શ્રીસ્વામિનારાયણ ભગવાન પ્રત્યક્ષ છે. આવો એક વાદ સંપ્રદાયમાં પ્રચલિત છે. આનું પ્રમાણ આપવા માટે વ.મૃત. મધ્ય.૩૫માં "પરોક્ષ જે શ્રીકૃષ્ણ-રામચંદ્રાદિક ભગવાનના અવતાર તેમના જે ચરિત્ર તે જ્યાં જ્યાં કહ્યા હોય તેને પણ સાંભળવા ને ગાવવા." મુખ્યપણે માને છે.

અમુક જે અક્ષરધામમાં વિરાજમાન જે પુરુષોત્તમનારાયણ તેમના રૂપને પરોક્ષ કહે છે. જ્યારે પૃથ્વી ઉપર થયા જે રામ-કૃષ્ણાદિક અવતારોને પ્રત્યક્ષ કહે છે તેમનું પ્રમાણ આપવા માટે વચનામૃત

વડતાલ-૧૮માં "તેમાં પરોક્ષરૂપ તો કેવી રીતે તો માયાના તમ થકી પર એવા જે ગોલોક તેને મધ્યે જે અક્ષરધામ તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન રહ્યા છે.... તથા વરાહ, નૃસિંહ, કપિલ, હયગ્રીવ આદિક જે અનેક અવતાર તેને ધારે છે." મુખ્યપણે માને છે.

અમુક તો સમગ્ર જગતમાં વ્યાપીને રહ્યાં જે પરમાત્મા કે જે આપણને અગોચર છે માટે તેમને પરોક્ષ કહે છે. રામ-કૃષ્ણાદિક અવતારો કે જે ગોચર થાય છે માટે તેમને પ્રત્યક્ષ કહે છે. અવતારોને પ્રત્યક્ષ અને સર્વવ્યાપક પરમાત્માને પરોક્ષ કહેવાનો વાદ પણ ખૂબ પ્રચલિત છે. તેમને માટે મુક્તાનંદ સ્વામી રચિત કિર્તન "પ્રગટ કે ગુન હમ ગાવે, પ્રગટ દર્શન કું પાવે" - પ્રમાણ રૂપે આપે છે. આમ વિવિધ રીતે પ્રત્યક્ષ-પરોક્ષવાદ માટે મંતવ્યો સંપ્રદાયમાં પ્રચલિત છે. આ બધાં મંતવ્યો સંપૂર્ણ સાચા કહી શકાશે નહીં, ફક્ત એક જ પ્રમાણને મુખ્ય લઈને બેસી રહેવાથી કોઈપણ બાબત સમ્યક્ સમજી શકાતી નથી.

ભગવાન શ્રીસ્વામિનારાયણ પોતે પોતાના અક્ષરધામમાં વિરાજમાન છે. તે આપણી આંખો સાંમે પ્રત્યક્ષ થતા નહીં હોવાથી વડતાલ-૧૮માં તેમને પરોક્ષ કહ્યા છે. મુક્તાનંદ સ્વામીનો પણ કિર્તનમાં એવો જ કહેવાનો ભાવાર્થ છે કે, પરમાત્માના સર્વવ્યાપક સ્વરૂપ કે જે આપણે અગોચર છે તેમની ભક્તિ થઈ શકે તેમ નથી માટે તેમને પરોક્ષ કહ્યા છે. જ્યારે તે જ પરમાત્મા મનુષ્યજાતિને સજાતીય થઈને પોતાનું સમગ્ર ઐશ્વર્ય ગુણ વગેરે સામર્થિ લઈને મનુષ્ય જેવા થઈને અવતરે છે, ત્યારે આપણે તેમની સેવા, પૂજા, ધ્યાન વગેરે કરી શકીએ છીએ અને તેમનો પરમાનંદ માણી શકીએ છીએ. આમ અવતારોને પ્રત્યક્ષ કહ્યા છે. મધ્ય.૩૫માં જે રામ-કૃષ્ણાદિક અવતારને પરોક્ષ કહ્યા તેનું મુખ્ય કારણ એ હતું કે, ત્યારે પૃથ્વી ઉપર ભગવાન શ્રીસ્વામિનારાયણ પ્રત્યક્ષ વિરાજમાન હતા. તેથી રામ-કૃષ્ણાદિક અવતારને પરોક્ષ કહે તે શ્રીસ્વામિનારાયણ

ભગવાનને માટે તે સમયે યોગ્ય હતું. પણ હાલ ધરા [પૃથ્વી] ઉપર ભગવાન શ્રીસ્વામિનારાયણ કે રામ-કૃષ્ણ આદિક અવતારો વિરાજમાન નથી, તેથી રામ-કૃષ્ણાદિક અવતારને પરોક્ષ કહેવાને શ્રીસ્વામિનારાયણને પ્રત્યક્ષ કહેવાશે તો આગળના વચનામૃતમાં વિરોધ આવશે. આમ, શાસ્ત્રમાં પરસ્પર વિરોધ આવે તેવું કોઈપણ વાક્ય વચનામૃતના સંપાદક ચાર નંદ સંતો લખે જ નહીં અને વચનામૃત ગ્રંથ ભગવાન શ્રીસ્વામિનારાયણની નજર સમક્ષ તૈયાર કરવામાં આવ્યો છે. વચનામૃત કે જે શ્રીસ્વામિનારાયણ ભગવાને જુદાં જુદાં સ્થળે આપેલો ઉપદેશ છે. તેમને મુક્તાનંદ સ્વામી, ગોપાળાનંદ સ્વામી, નિત્યાનંદ સ્વામી, શુકાનંદ સ્વામીએ સંગ્રહ કરીને શ્રીસ્વામિનારાયણ ભગવાનને બતાવી યોગ્ય રીતે ગ્રંથ સ્વરૂપે એકત્ર કર્યા છે. લોયા-૭માં ''અને તે સમયમાં વચનામૃતનું પુસ્તક નિત્યાનંદ સ્વામીએ લાવીને શ્રીજી મહારાજને આપ્યું પછી તે પુસ્તકને જોઈને મહારાજ બહુ રાજી થયા.'' - આમ આવા મહાન પ્રસાદીભૂત ગ્રંથ કે જે જીવોના કલ્યાણ માટે તૈયાર કર્યો છે, તેમાં કોઈપણ બાબત જીવોને ભ્રમ ઉપજાવે તેવી છે જ નહીં. છતાં આપણે પામર જીવને કોઈ બુદ્ધિમાં ભ્રમ ઉપજે તો આપણી ક્ષતિ ગણાય, વચનામૃતની નહીં. માટે આગળ-પાછળનાં વચનામૃતોને અનુસંધાનમાં લઈને પ્રત્યક્ષ-પરોક્ષવાદનો નિર્ણય લઈ શકાય, કે જે સ્વરૂપ આપણે માટે નજર સમક્ષ નહીં હોય [અગોચર] તે પરોક્ષ ગણાશે. અને નજર સમક્ષ હોય તે પ્રત્યક્ષ ગણાશે. આ સ્થળે આટલું તો વિશેષ સમજવું કે, અક્ષરધામનું રૂપ, અંતર્યામીરૂપ, અવતારરૂપ, વાસુદેવાદિક વ્યૂહો, આપણે માટે અત્યારે નજર સમક્ષ નથી માટે પ્રત્યક્ષ તરીકે તો અર્ચારૂપ કે જે અષ્ટ પ્રકારની મૂર્તિરૂપે અક્ષરધામના અધિપતિ જ રહ્યા હોય છે. માટે હાલના ઉપાસક માટે તો ભગવાનની મૂર્તિ [અર્ચારૂપ] જ પ્રત્યક્ષ ગણાશે અને બીજાં ચાર રૂપો પરોક્ષ ગણાશે, માટે મુમુક્ષુએ અર્ચારૂપમાં પરમાત્માની અક્ષરધામની જ ભાવના કેળવવી તે બાબત આગળ આવી ગઈ છે.

## ૭. કલ્પિત વાતોની વાત -

હાલ સંપ્રદાયમાં અનેક નંદસંતોની વાતો બહાર પડી છે. જેવી કે 'ગુણાતીતાનંદ સ્વામીની વાતો' અને 'ગોપાળાનંદ સ્વામીની વાતો' વગેરે. ઉપાસ્ય ઈષ્ટદેવ પરમાત્મા શ્રીસ્વામિનારાયણે સ્વહસ્તે લખેલ 'શિક્ષાપત્રી' તેમજ 'સત્સંગીજીવન ગ્રંથ' કે જેના એક એક શ્લોક શ્રીજી મહારાજે સાંભળ્યા છે, વાંચ્યા છે અને જાતે તપાસ્યા છે, માટે આ ગ્રંથ પણ મહાપ્રસાદીનો છે. વચનામૃત ગ્રંથ કે જે મહારાજની પરાવાણી કે જે શ્રીજી મહારાજે જુદાં જુદાં સ્થળે આપેલા ઉપદેશોનો સંગ્રહ છે. માટે આવા સંપ્રદાયના ત્રણ પ્રમાણિત ગ્રંથો જે પ્રમાણ કરે તે જેવું બીજું કોઈપણ શાસ્ત્ર સ્વામિનારાયણ સંપ્રદાયમાં તેનાથી વિશેષપણે પ્રમાણિત તરીકે ગણી શકાય નહીં અને આવા પ્રમાણિત ગ્રંથોની વિરુદ્ધ કોઈપણ વાતો બહાર પડે તે માનવી કે મનાવવી તે શ્રીજી મહારાજનો દ્રોહ કર્યો કહેવાય, કારણકે શાસ્ત્રો મહારાજનું વાઙ્મય (શબ્દમય) સ્વરૂપ છે. શિક્ષાપત્રી શ્લોક ૨૯ પ્રમાણે "અને જે શાસ્ત્રને વિષે શ્રીકૃષ્ણ ભગવાન તથા શ્રીકૃષ્ણ ભગવાનના જે વરાહાદિક અવતાર તેમનું યુક્તિએ કરીને ખંડન કર્યું હોય એવાં જે શાસ્ત્રો તે ક્યારેય ન માનવા અને ન સાંભળવાં."ની આજ્ઞા ભગવાન શ્રીસ્વામિનારાયણે આપી છે. માટે જો કોઈપણ વાતો શ્રીકૃષ્ણ ભગવાન કે તેમના અવતારોનું ખંડન કરે તેવી વાતો માનવી કે સાંભળવી પણ નહીં અને જો વાંચે કે માને તો મહારાજની જીભ [વાણી] પર પગ મૂક્યો કહેવાશે.

ગુણાતીતાનંદ સ્વામી અને ગોપાળાનંદ સ્વામીના નામે બનાવટી વાતો કોઈ અભણ અજ્ઞાની મૂઢ અવતારદ્રોહીઓએ બહાર પાડી છે. ભગવાન શ્રીસ્વામિનારાયણ કે જે સર્વોપરી, સર્વ અવતારના અવતારી, સર્વધામના ધામી, સર્વકારણના કારણ, સર્વાધાર તો છે જ. પણ આ અવતાર દ્રોહી ખોટી રીતે

સ્વામિનારાયણ ભગવાનને અવતારોથી વિશેષ બતાવવા માટે તેમને જીવકોટીમાં એટલે કે ઈશ્વર એવી સંજ્ઞા આપે છે. કોઈ તો પ્રકૃતિ પુરુષના અવતારો તરીકે બતાવે છે. તે સંપ્રદાયના પ્રમાણિત શાસ્ત્રોથી તદ્દન વિરુદ્ધ છે, અને કપોળકલ્પિત તેમજ અભણ અજ્ઞાની મૂઢ લોકોની સભામાં શોભે છે એવું છે પરંતુ સર્વધર્મનાં મનુષ્યની સભામાં પ્રમાણિત કરી શકાય તેમ નથી.

ગુણાતીતાનંદ સ્વામી કે જે પૂર્વાશ્રમમાં ભાદરા ગામમાં રહેતા હતા અને તેમનું નામ મૂળશર્મા હતું. સ.જી. પ્ર.૨, અ.૧૭ પ્રમાણે જ્યારે શ્રીસ્વામિનારાયણ ભગવાન ભાદરા ગામ પધારે છે તો મૂળશર્મા "અસુરોના તત્ત્વથી લક્ષણ જાણવા" ઈચ્છે છે અને ભગવાનને પ્રાર્થના કરીને આનો ઉત્તર કહેવા કહે છે, ત્યારે તેનો જવાબ આપતા શ્રીનારાયણ મુનિ કહે છે કે, હે વિપ્ર ! તમે સાંભળો. અસુરોનાં અનેક લક્ષણો છે તેમાં પ્રધાનપણે આ લક્ષણ છે - કૃષ્ણ તથા તેમના વરાહાદિ અવતારો તથા તેમના ભક્તોનો જે દ્રોહ કરવો - અનિષ્ટ કરવું તે અસુરનું મુખ્ય લક્ષણ છે. ને દ્રોહાચરણ અસુરોને સ્વાભાવિક જ છે. એટલે દ્રોહ કરવો એ જ એમનો સહજ સ્વભાવ છે એમ જાણવું." આમ પૂર્વાશ્રમથી જ ગુણાતીતાનંદ સ્વામી કોઈપણ અવતારનું ખંડન કરતાં નહીં, કારણકે તેઓ શ્રીજી મહારાજના આજ્ઞાપાલક હતા. તેમની આજ્ઞા શિરસાટે પાળતા હતા. માટે તેઓ કોઈપણ અવતારનું ખંડન કે દ્રોહ કરે તે વાત માનવામાં આવે જ નહીં. બીજું, સાધુ બન્યા પછી પણ બાવીસ (૨૨) વર્ષ સુધી જૂનાગઢની મહંતાઈ તેમને મળી હતી. તેઓએ જૂનાગઢવાસી રાધા-રમણ દેવનો ખૂબ પ્રચાર કરીને સત્સંગ વધાર્યો હતો. આમ તેઓ રાધા-રમણ (શ્રીકૃષ્ણ) અને શ્રીજી મહારાજને એક જ સમજીને તેનો પ્રચાર કરતા હતા. જ્યારે તેમના નામે કોઈ આસુરી અજ્ઞાનીઓએ બનાવટી અવતાર-દ્રોહની વાતો ગોઠવી

નાખી છે. માટે દૈવી જીજ્ઞાસુ મુમુક્ષુઓએ આવી વાતો ન તો વાંચવી કે ન તો સાંભળવી. શિ. શ્લોક ૨૯ પ્રમાણે શ્રીસ્વામિનારાયણ ભગવાનની પણ આવી વાતો સાંભળવા કે વાંચવાની આજ્ઞા નથી અને જો કોઈ આવી વાતો સાચી માની વાંચશે કે સાંભળશે તો અવતારદ્રોહનું ઘણું પાપ તેમને લાગશે. શ્રીજી મહારાજની પ્રણ તેમના પર નારાજી થશે અને પોતાનો જીવ દૈવી નથી પણ આસુરી છે એમ આ સિદ્ધાંત વાચ્યા પછી પોતાને સ્પષ્ટપણે જણાય આવશે.

ગોપાળાનંદ સ્વામી કે જેમણે શ્રીમદ્ ભગવત્ ગીતા તેમજ ભાગવત્ ઉપર ટીકા કરી છે. આ બે ગ્રંથો દેવકીનંદન શ્રીકૃષ્ણ ભગવાનનું પરમાત્મપણું તેમજ પરબ્રહ્મપણું સિદ્ધ કરનારા ગ્રંથો છે. આ બે ગ્રંથોમાં ગોપાળાનંદ સ્વામીએ દેવકીનંદન શ્રીકૃષ્ણને શ્રીસ્વામિનારાયણની એકતા બતાવી છે. ભાગવત સ્કંધ-૧૧, અ.૫, શ્લોક ૩૮ '**कृतादिषु प्रजा राजन्। कलाविच्छन्ति संभवम्। कलाः खलु भविष्यन्ति नारायणपरायणाः**' - આ શ્લોકની ગોપાળાનંદ મુનિ કૃત ટીકામાં - 'યુદ્ધાર્થે મથુરા આવેલા જરાસંધની સાથે સંગ્રામ સમયે શ્રીકૃષ્ણે પોતાના અવતારનું પ્રયોજન વિચારતાં '**अन्योऽपि धर्मरक्षायै**' - એમ બીજા અવતાર ધારણનો નિશ્ચય કર્યો હતો, એ જ અવતારને આ શ્લોકથી જણાવવા બીજું પણ કળિનું માહાત્મ્ય કહે છે. આવું પ્રતીક આપીને, '**कलाः एकान्तिकधर्मरक्षार्थ श्रीकृष्णो नारायणमुनिनाम्ना भक्तिंधर्मात्मजो भविष्यति**' [કળિમાં એકાંતિક ધર્મની રક્ષા માટે શ્રીકૃષ્ણ નારાયણમુનિ નામથી ભકિતધર્મના પુત્રપણે પ્રગટ થશે.]

ગોપાળાનંદ સ્વામીની વાતોમાં તો શ્રીકૃષ્ણને ભગવાન તો માનતા નથી પણ જીવકોટીમાં તેમને ધકેલી દે છે. શ્રીકૃષ્ણ અવતારને શ્રીજી મહારાજથી કનિષ્ઠ તેમજ નીચો ઉતારી પાડવાની નીચ પ્રવૃત્તિ જોવામાં આવે છે. આમ વાતો કે જે ગોપાળાનંદ

સ્વામીને નામે કોઈ અવતારકુડાલે બનાવી લાગે છે તે તરત જણાઈ આવે છે. જો ગોપાળાનંદ સ્વામીએ જ વાતો કહી, કે બનાવી હોય તો તેમણે શા માટે શ્રીકૃષ્ણનો બીજો અવતાર સ્વામિનારાયણ છે એમ કહ્યું ? માટે આ તો ગોપાળાનંદ સ્વામી જેવા મોટા સંતોના નામે અવતારદ્રોહી વાતો બનાવવાનું કાવતરું ઘડાયું છે. માટે આવી વાતો ગોપાળાનંદ સ્વામીની વાતો તરીકે માનવી કે સાંભળવી તે તો ગોપાળાનંદ સ્વામી તેમજ શ્રીકૃષ્ણ ભગવાનનો દ્રોહ કર્યો કહેવાશે.

સ.જી. પ્ર.૩, અ.૨૯માં શ્રીકૃષ્ણ ભગવાનનો જે દ્વેષ કરે છે તેને શ્રીકૃષ્ણ ભગવાન ક્રૂર નરાધમ અસભ્યોને નિરંતર સંસારમાં- જન્મજરા-મરણાદિ રૂપથી ચક્રવત્ પરિવર્તન થતાં સંસારમાં તેમાં પણ આસુરી જ યોનિમાં નાખે છે. એટલે શ્રીકૃષ્ણ ભગવાનની અનુકૂળતા (આશ્રય)માં વિરોધી એવા જ જન્મમાં નાખે છે. ક્રૂરજનોને તો તેને જન્મની પ્રાપ્તિને અનુગુણ પ્રવૃત્તિમાં કારણભૂત બુદ્ધિ યોજી આપે છે. આમ આખો અધ્યાય શ્રીકૃષ્ણને અક્ષરધામના અધિપતિપણે વર્ણવે છે. તેમનો દ્રોહ કરનારને આસુરીયોનિની પ્રાપ્તિની વાત પણ કરી છે. એમનો જીવ ક્યારેય દૈવી થતો જ નથી. માટે મુમુક્ષુએ અ.૨૯નો ખૂબ અભ્યાસ કરવા વિનંતી છે.

આમ, ગુણાતીતાનંદ સ્વામી કે ગોપાળાનંદ સ્વામીએ કોઈપણ અવતારનું ખંડન કરવાની કોઈપણ વાતો કરી જ નથી. તે ઉપર પ્રમાણે સિદ્ધ થઈ ગયું છે.

## શ્રીસ્વામિનારાયણ ભગવાન સર્વોપરી અને સર્વઅવતારી

સર્વેશ્વર પરબ્રહ્મ પરમાત્મા શ્રીસ્વામિનારાયણનું સર્વોપરિપણું સમજતાં પહેલાં સર્વોપરી શબ્દનો અર્થ સમજી લેવો ખાસ જરૂરી છે. આ 'સર્વોપરિ' શબ્દ સર્વ+ઉપરી બે પદનો બનેલો છે.

'ઉપરી' પદનો અર્થ થાય છે સત્તાધીશ. વિશેષ સત્તા ને શક્તિથી અન્યને અંકુશમાં રાખનાર શાસક ઉપરી કહેવાય. નબળા સબળાનું નિયમન કરનાર નિયામક પણ કહેવાય. પોતાને તાબે રહેલાઓને પ્રવૃત્તિમાં જોડાવાની પ્રેરણા આપનારને પ્રેરક કે ઉપરી પણ કહેવાય.

'સર્વ' પદનો અર્થ થાય છે બધું જ. જેમાં જીવો, ઈશ્વરો, કાળ, માયા, પુરુષ, મુક્તો આદિ જે કાંઈ પરબ્રહ્મ પરમાત્મા સિવાયનું આ અખિલ સમગ્ર સૃષ્ટિના સર્ગ-વિસર્ગમાં છે તે યત્કિંચિતનો સમાવેશ થઈ જાય છે. આ સર્વના ઉપરી એટલે કે નિયંતા પરમાત્મા છે.

આ રીતે પરમાત્માને સત્શાસ્ત્રોમાં સર્વ શક્તિમાન સર્વોપરી કહેવામાં આવ્યા છે.

વળી વિશિષ્ટાદ્વૈત મત પ્રમાણે જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ ને પરબ્રહ્મ - એ પાંચ ભેદ અનાદિ છે. જીવ, ઈશ્વર, માયા ને બ્રહ્મ - એ ચારેયમાં ભગવાન અંતર્યામીપણે વ્યાપી રહ્યા છે. એ ચારે ય તત્ત્વો ભગવાનને આધીન વર્તે છે. માટે ભગવાન એ ચારેયના પ્રેરક, નિયામક, ને પ્રવર્તક છે.

ઈષ્ટદેવ શ્રીહરિનાં વચનો આ બાબતનું સરસ સમર્થન કરે છે.

'પુરુષોત્તમ ભગવાન.... સર્વના પ્રેરક છે, સ્વતંત્ર છે, નિયંતા છે, સકળ ઐશ્વર્યે સંપન્ન છે ને પરથકી જે પર એવું જે અક્ષર તે થકી પર છે.' (ગ. પ્ર. પ્ર.૬૪)

'...તેમ પુરુષોત્તમ નારાયણ તે સર્વકર્તા છે. સર્વ કારણ છે. સર્વ નિયંતા છે.' (લો.૧૩)

'...અને પરમેશ્વર છે તે તો દેશ, કાળ, કર્મ માયાએ સર્વના પ્રેરક છે અને પોતાની ઇચ્છાએ કરીને દેશકાળાદિકનું પ્રધાનપણે રહેવા દે છે પણ સર્વ પરમેશ્વરને આધારે છે.'

'...દેશ કાળ કર્મ માયા તેનું પરમેશ્વર ચાલવા દે તેટલું ચાલે પણ પરમેશ્વરના ગમતા બહાર અણુમાત્ર પણ ન ચાલે માટે સર્વકર્તા તે પરમેશ્વર જ છે.' (ગ. મધ્ય. ૨૧)

'અક્ષર બ્રહ્મ, ઈશ્વર, જીવ, માયા અને માયાનાં કાર્ય જે બ્રહ્માંડ એમને વિષે જે શ્રીકૃષ્ણ ભગવાનને અંતર્યામીપણે કહેવા અને નિયંતાપણે કહેવા તે એ ભગવાનનું અન્વયપણું છે.'

(ગ. પ્રથમનું ૭)

'સર્વના નિયંતા છે. સર્વના અંતર્યામી છે. અનંત કોટિ બ્રહ્માંડના રાજાધિરાજ છે... એવા અતિશય મોટા જે ભગવાન તેની મર્યાદાને વિષે કાળ, માયા, બ્રહ્મા, શિવ, સૂર્ય, ચંદ્રમા ઈત્યાદિક સર્વે સમર્થ છે તે પણ નિરંતર વર્તે છે.' (ગ. અંત્યનુ. ૩૨)

'ભગવાન તે અક્ષરાદિક સર્વના નિયંતા છે, ઈશ્વરના પણ ઈશ્વર છે. (ગ. અંત્ય ૩૮)

શ્રીજી મહારાજના આ પરમ સિદ્ધાંત સમા વચનોમાં પરબ્રહ્મ પરમાત્માનું સર્વોપરિપણું, નિયંતાપણું સર્વેશ્વરપણું તેમજ ઈશ્વરેશ્વરપણું સરળતાથી સમજાવવામાં આવ્યું છે.

ઈષ્ટદેવ શ્રીહરિએ આવી શાસ્ત્રીય પ્રણાલિકા પ્રવર્તાવી હોવા છતાં હાલ કેટલાક સમજે છે ને સમજાવે છે કે, ભગવાનના અવતાર સ્વરૂપો ભગવાનથી ભિન્ન (જુદા) છે. અને જે ન્યૂનાધિક ઐશ્વર્યો તેમાં દેખાય છે તે બીજા નાના-મોટા ભગવાનો જે જુદાં જુદાં ધામના અધિપતિઓ અવતરે તેનાં છે. અન્ય અવતારો તો ભગવાનના ભક્તો છે. કોઈ કોઈ હદ-મર્યાદા મેલીને (over flow) ઓવરફ્લો ઉપાસના સમજણવાળા તો નાના-મોટા બધા અવતારોનો એક સમૂહ માની લઈ તે સર્વના ઉપરિ જે ભગવાન તેને સર્વોપરિ કહીને બતાવે છે. આવી સમજણ શાસ્ત્રીય નથી, પરંતુ આસુરી સમજણ છે તેમજ સત્સંગને સુસંગત ને ડહાપણભરી પણ નથી એટલું જ નહીં,

શ્રીજી મહારાજે સ્થાપેલ સર્વોપરિ એકેશ્વર ઉપાસનાથી વિરુદ્ધ અને અસંગત છે અને કપોળ કલ્પિત છે.

ઈષ્ટદેવ શ્રીહરિના આ હૃદગત ઉદ્‌ગારોમાં પોતાનું સર્વોપરિપણું સરસ રીતે નિરુપાયું છે. પ્રભુની સુપ્રિમ સત્તા કેવી અદ્‌ભુત છે અને પ્રભુ કોના નિયામક, ઉપરિ ને પ્રેરક છે - એ બાબતનો આમાં સ્પષ્ટ નિર્દેશ કરાયો છે.

સ્વામિનારાયણ સંપ્રદાયના સિદ્ધાંતોના જ્ઞાતા તેમજ સત્શાસ્ત્રોના મર્મજ્ઞ અને સંપ્રદાયના સર્વોત્તમ ગ્રંથ વચનામૃતના સંપાદકો આ ચારે સદ્‌ગુરુઓએ વચનામૃત ઉપોદ્‌ઘાત પ્રકરણમાં ઈષ્ટદેવ શ્રીહરિને પ્રકૃતિ પુરુષ, કાળ, પ્રધાન પુરુષ ને મહતત્ત્વાદિક જે શક્તિઓ તેના પ્રેરક અને સ્વામી ગણાવે છે. તદ્‌ઉપરાંત વાસુદેવાદિક જે ચતુર્વ્યૂહ તથા કેશવાદિક જે ચોવીસ મૂર્તિઓ તથા વારાહાદિક જે અવતાર એ સર્વેના ધરાવનારા ગણાવે છે.

આ બંને બાબતોમાં ભગવાનનું સર્વોપરિપણું અને સર્વાવતારીપણું સુસ્પષ્ટ રીતે વિભાગ કરીને નિરુપવામાં આવ્યું છે. વચનામૃતમાં શ્રીજીએ પ્રસંગોપાત કહેલ જ્ઞાનવાર્તાઓનું આમાં સરસ પ્રતિબિંબ પડેલું જોવા મળે છે.

અવતારો આમ તો સ્વયં પરમાત્માના વિવિધ રૂપે-વેશે થયેલાં અવતરણો છે. એ બધા અવતારોમાં વધતું-ઓછું ઐશ્વર્ય ને પ્રતાપ જોવા મળે એ તો એના ધરતલ જે પરમાત્મા એની ઈચ્છા તેમજ કાર્યને લીધે હોય છે.

પરમાત્માને અવતાર ધરવા પાછળ કોઈ બંધન તો ન હોઈ શકે એ તો સર્વથા સ્વતંત્ર છે. ફાવે ત્યાં ને ફાવે ત્યાંથી અવતાર ધરે. ધણીનો ધણી તો કોઈ ન હોઈ શકે. આમ છતાં પ્રભુના અવતારોના અવલોકનથી સદ્. નિષ્કુળાનંદ સ્વામીએ નીચે મુજબ સરસ તારણ કાઢેલું છે.

**જયાં જયાં હરિ ધરે અવતાર રે,**
**કહું સાંભળજો કરી પ્યાર રે;**
**ખગ મૃગ જળચર માંય રે,**
**ધરે નર દેહ આપ ઈચ્છાય રે.**
**વિપ્ર નૃપ જાણો જોગી માંય રે,**
**થાય પ્રભુની પ્રગટ ત્યાંય રે.**

ખગ એટલે વ્યોમ વિહારી હંસાવતાર, મૃગ એટલે ભૂચર, પશુમાં વારાહ ને હયગ્રીવ, જળચરમાં મત્સ્ય ને કચ્છ ગણાય. આ બધા મનુષ્યેતર અવતારો ગણાવ્યા. મનુષ્યોમાં વિપ્ર કુળમાં સ્વામિનારાયણ ભગવાન, વામનજી મહારાજ, નૃપકુળમાં પ્રભુ શ્રીરામચંદ્રજી, કૃષ્ણચંદ્ર ભગવાન, જોગીકુળમાં કપિલમુનિ, વ્યાસજી વગેરે અવતારો પરોક્ષરૂપે અગોચર રહેલ મૂળરૂપમાંથી આવિર્ભાવ પામતા હોવાથી એને પરમાત્માનાં અવતરણો કહેવાય છે, એટલે તો પરમાત્મા પૂર્ણ પુરુષોત્તમ નારાયણને સર્વ અવતારના અવતારી કહેવામાં આવે છે. જો ભગવાનને અવતારોના ઉપરિ કહેવામાં આવે તો અવતારો પુરુષોત્તમ નારાયણથી ભિન્ન ગણાશે. એ ભગવાન સિવાય અન્ય કોઈ બીજાનાં અવતરણો ગણવાં પડે. આમ કહેતા કે, સમજતા-સમજાવતા રહીશું તો પરમાત્મા પૂર્ણ પુરુષોત્તમ નારાયણને અવતારના અવતારી કે સર્વાવતારી કહેવા એ કેવી રીતે બંધબેસતું આવશે ! વળી વિશિષ્ટાદ્વૈત મતમાં જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ ને પરબ્રહ્મ - એ પાંચ ભેદ અનાદિ માન્યા છે. જો અવતારોને ભગવાનથી ભિન્ન ગણીશું, તો બાકીના ચારમાં ક્યા ભેદ સાથે અવતારોનો મેળ કરીશું ? આમ કરવા જતાં તો શાસ્ત્રોએ પ્રતિપાદિત કરેલ અવતારોની પૂજનીયતા અને ભજનીયતા જરૂર જોખમાશે. એટલું જ નહીં પણ ઈષ્ટદેવ સહજાનંદ સ્વામીએ શિક્ષાપત્રી શ્લોક ૨૯માં શ્રીકૃષ્ણ ભગવાનને એના જે અવતારોનું

યુક્તિથી ખંડન કર્યું હોય એવાં શાસ્ત્રોને ન માનવાં એનો આથી ઉઘાડો ભંગ થશે ને આજ્ઞા પણ લોપાશે.

ભગવાન પુરુષોત્તમ નારાયણ સર્વ અવતારના અવતારી છે એ બાબતને સરળતાથી સમજાવવા માટે શાસ્ત્રોમાં નટનું દૃષ્ટાંત આપવામાં આવ્યું છે. જે પરમાત્માનું સર્વાવતારીપણું સમજાવવામાં ઘણું જ સુસંગત છે. જેમ નટ-ભવાયો ભવાઈમાં રમતી વખતે પોતે જરૂરિયાત મુજબ વિવિધ વેશ ધારણ કરે, ત્યારે પોતાના મૂળ રૂપ, સ્વભાવને છુપાવીને પોતે ધારણ કરેલ વેશ ભજાવવા એને અનુરૂપ નકલ કરીને અસલી અભિનય કરે છે.

રાજવીનો વેશ લાવે, ત્યારે નટ રાજાને છાજે એવી વેશભૂષા વર્તન ને રૂઆબ દાખવે છે. બાવાસાધુના વેશમાં એ ત્યાગ વૈરાગની છટા દેખાડે. વણિકના વેશમાં તોતડી બોલી ને લડસડતી ચાલે ચાલે. ટૂંકમાં, જેવો વેશ હોય તેને અદલ ભજવવા એનું તાન હોય. જેને જોઈને ભલભલા હેરત પામી જાય ને વાહ વાહ પોકારી તાળીઓના ગડગડાટથી એને સન્માને છેને ?

ભવાઈ પૂરી થતાં નટ પોતે ધારેલ વેષને ઉતારીને પોતાના મૂળ અસલ વેશમાં આવી જાય છે. નટની પેઠે જગન્નિયંતા નટવર નારાયણ પણ જરૂરિયાત મુજબ જનહિતના વિશાળ કાર્ય માટે ધર્મસ્થાપન, અધર્મ ઉછેદન માટે તેમજ પોતાના પ્રેમીભક્તોને હેતથી લાડ લડાવવા અવતાર ધારણ કરીને અવનિ ઉપર આવે છે અને પોતે જે કાર્ય નિમિત્તે દેહ ધારણ કર્યો હોય તેને સામર્થી છુપાવીને અદલ ભજવે છે ને એ કાર્ય પૂરું થઈ રહેતા એ દેહનો પોતે ત્યાગ કરે છે. લોયાના ૧૮મા વચનામૃતમાં આ બાબત સરસ સમજાવી છે. આમ આવિર્ભાવ તેમજ તિરોભાવ એ તો પોતે ધારેલા રૂપ (દેહ)ના હોય છે. પણ મૂળ સ્વરૂપ-રૂપનો નહીં. એ તો અજન્મા અને અનાદિ છે. એમના જન્મ કર્મ તો દિવ્ય છે. તેમજ દેહ ધારણ કરવાની ને દેહ મૂકવાની રીતિ પણ દિવ્ય છે.

# અવતારમાત્ર લીન ?

ભગવાન શ્રીસ્વામિનારાયણ કે જે અક્ષરધામ અધિપતિ છે તે અવતારી પુરષનો છપૈયા ગામમાં અવતાર થયો, ત્યારે પણ મૂળરૂપે તો અક્ષરધામમાં વિરાજમાન હતા જ માટે પંચાળા-૪ વચનામૃત પ્રમાણે ભગવાન પોતાનું મૂળ સ્વરૂપ છોડીને અવતાર ધારણ કરતા નથી.... એ વાક્ય પ્રમાણરૂપ છે. આમ, મૂળરૂપે પોતાના ધામમાં હોય છે અને બીજા રૂપે પૃથ્વી પર અવતરે છે.

આ જ બાબત રામકૃષ્ણાદિક અવતાર માટે પણ લાગુ પડે છે. આપણે આગળ જોયું કે, અવતારમાત્ર અક્ષરધામના અધિપતિ પુરુષોત્તમ નારાયણમાંથી થાય છે અને કાર્યને અંતે તેમાં લીન થાય છે. મધ્ય-૧૩ વચનામૃત અને અંત્ય-૩૧ વચનામૃત તેના પ્રમાણરૂપ છે. આમ અવતારો રામકૃષ્ણાદિક કે સ્વામિનારાયણ ભગવાન બધાનો અક્ષરધામમાંથી પ્રકટભાવ વચનામૃતમાં દર્શાવ્યો છે અને કાર્યને અંતે પુરુષોત્તમ નારાયણમાં જ લીનભાવ દર્શાવ્યો છે.

આમ છતાં સંપ્રદાયનાં મુખ્ય પ્રમાણિત ગ્રંથો વિરુદ્ધ એવી વિમુખોએ બાબત વહેતી મૂકી છે કે, "શ્રીસ્વામિનારાયણ ભગવાને અવતારમાત્ર પોતામા લીન કરીને બતાવ્યા પણ પોતે કોઈ અવતારમાં લીન થાય નહીં." આ વાક્યો કહેવા પાછળ તેમનો અવતારમાત્રને ગૌણ કરવાનો દુરાગ્રહ દેખાય છે. અવતારદ્રોહીઓ વાતેવાતે અવતારોનું ખંડન કરવાનું જ શીખ્યા હોય છે. આ વાક્ય વચનામૃત, શિક્ષાપત્રી કે સત્સંગીજીવન જેવા સંપ્રદાયનાં મુખ્ય પ્રમાણિત શાસ્ત્રોમાં છે જ નહીં. છતાં આ વાક્યોને શ્રીજી મહારાજે કહ્યા છે તેવું કહી વિમુખ વાક્યો ઉપાસ્ય ઈષ્ટદેવ ભગવાન શ્રીસ્વામિનારાયણને શિરે નાખવાનો બંડવ્યાપાર કરે છે. સર્વ અવતારી શ્રીજીમહારાજે અવતાર માટે આવી કોઈપણ બાબત ક્યાંય પણ કહી હોય કે લખાવી હોય કે લખી હોય તેવો હજુ સુધી

ક્યાંય પણ ઉલ્લેખ નથી. ભગવાન શ્રીસ્વામિનારાયણ પણ અક્ષરધામના મૂળરૂપમાંથી પ્રકટ થયા હતા. અને કાર્યને અંતે તેમાં લીન થયા હતા. આમ સ્વામિનારાયણ ભગવાન પણ અક્ષરધામના અધિપતિ પુરુષોત્તમ નારાયણમાં જ લીન થયા હતા અને રામકૃષ્ણાદિક અવતારો પણ પુરુષોત્તમ નારાયણમાં જ લીન થયા હતા. આવી દીવા જેવી ચોખ્ખી વાતો શાસ્ત્રોમાં લખી હોવા છતાં અજ્ઞાનીમૂર્ખો ખોટી રીતે ભગવાનની મોટાઈ બતાવવા માટે આવો શાસ્ત્રવિરુદ્ધ અવળો બંડ સંપ્રદાયમાં ચલાવી રહ્યા છે. આવી બાબત કોઈપણ મુમુક્ષુએ માનવી નહીં. આમ રામકૃષ્ણાદિક અવતારો અને શ્રીસ્વામિનારાયણ ભગવાન પણ મૂળરૂપમાં લીન થાય છે એ ઉપર પ્રમાણે સાબિત કર્યું.

જ્યારે સમાધિપ્રકરણમાં શ્રીસ્વામિનારાયણ ભગવાને અનેક જીવોને રામકૃષ્ણાદિક અવતારોનાં દર્શન કરાવી અને પોતામાં લીન કરીને બતાવ્યા હતા. આ બાબત એકેશ્વરવાદનો સિદ્ધાંત સાબિત કરવા માટે સ્વામિનારાયણ મહાપ્રભુએ બતાવી હતી. અવતારમાત્ર મારા જ છે. મારામાં અને તેમાં (અવતારોમાં) કોઈ ભેદ નથી તેમ જીવોને બતાવી પોતાની પ્રત્યક્ષ ભક્તિઉપાસના કરવા જણાવ્યું હતું. સમાધિમાંથી જાગ્રત થયેલા મુમુક્ષુ જીવો પણ એમ જ સમજતા હતા કે, રામકૃષ્ણાદિક અવતારના ધરનાર તો આ શ્રીજી મહારાજ જ છે. આનો વિસ્તાર સત્સંગીજીવનમાં આપ્યો છે ત્યાંથી જાણી લેવો.

## શું સ્વામિનારાયણનો અવતાર સૌ પ્રથમવાર થયો ?

“વિમુખ જીવ કે વદન સે કથા સુની નહીં જાત.” પ્રેમાનંદ સ્વામી. આમ વિમુખની કથા તેમના ગ્રંથો વાંચીને મૂળ સિદ્ધાંતને અમુક વર્ગ હાનિ પહોંચાડી રહ્યો જણાય છે. અજ્ઞાની પામરો એવી મુમુક્ષુને વાતો કરે છે કે, વિરાટ નારાયણે પચાસ વર્ષને દોઢ પહોર

સુધી તપ કર્યું, ત્યારે આ બ્રહ્માંડમાં સ્વામિનારાયણ ભગવાન પધાર્યા. આ વાત સંપ્રદાયના મુખ્ય ગ્રંથો વચનામૃત, સત્સંગીજીવન, શિક્ષાપત્રીમાં ક્યાંય નથી. આ વાત કહેવાનો બંડ અભિપ્રાય એવો છે કે, ભગવાન સ્વામિનારાયણ અને રામકૃષ્ણાદિકને કોઈ સંબંધ જ નથી. આગળના અવતાર માત્રથી ભગવાન સ્વામિનારાયણને જુદા બતાવવાનો દુરાગ્રહ જણાય છે. સત્સંગીજીવન વચનામૃત ઉપોદ્‌ઘાતમાં બદરિકાશ્રમમાં નરનારાયણને શ્રાપ થયો તે જ નરનારાયણ સ્વામિનારાયણરૂપે છપૈયામાં અવતર્યા. આમ નરનારાયણ ભગવાન અને સ્વામિનારાયણ ભગવાનની એકતા બતાવી છે અને સ્વામિનારાયણ ભગવાને અમદાવાદ તથા ભૂજ મંદિર સ્વહસ્તે બનાવી, તેમાં મુખ્ય દેરામાં નરનારાયણ ભગવાનની જ પ્રતિમા પધરાવી છે. આ નરનારાયણનો અવતાર પૂર્વે થયો હતો માટે કોઈ ખોટી રીતે કહે કે, કહેવડાવશે કે, શ્રીસ્વામિનારાયણ ભગવાન સૌ પ્રથમવાર આ બ્રહ્માંડમાં આવ્યા તો સંપ્રદાયનાં મુખ્ય શાસ્ત્રો ખોટાં થઈ જશે. વચનામૃત મધ્ય-૪૮માં તો બીજા જન્મ ધર્યાનું પ્રયોજન પણ બતાવ્યું છે. અને સાધુ મધ્યે જન્મ ધર્યાનો નિર્ણય પણ કર્યો છે તેનું શું થશે ? સત્સંગીજીવન વડોદરાની સભામાં સ્વામિનારાયણ ભગવાનને વિરોધી પક્ષ ભગવાન નથી એમ કહેતા, ભગવાનનો કળિયુગમાં અવતાર થતો નથી વગેરેનું વર્ણન કર્યું છે. આના જવાબમાં મુક્તાનંદ સ્વામીએ ગીતા, ભાગવત આદિક ગ્રંથોનાં પ્રમાણો આપી ભગવાન યુગે યુગે અવતાર ધારણ કરે છે. અંતે તો શ્રીકૃષ્ણ ભગવાન જ સ્વામિનારાયણરૂપે અવતર્યા એમ પણ કહ્યું છે તેનો ઉલ્લેખ આગળ આવી ગયો. વ.મૃત મધ્ય.૧૩ "તે જ ભગવાન (શ્રીસ્વામિનારાયણ) રામકૃષ્ણાદિક રૂપે કરીને પોતાની ઈચ્છાઓ જીવોમાં કલ્યાણને અર્થે યુગયુગને વિષે પ્રકટ થાય છે." આ વચનામૃતમાં જે યુગે યુગે અવતાર ધારે છે તે શ્રીસ્વામિનારાયણ જ છે. આમ વચનામૃત, સત્સંગીજીવન ગ્રંથો તો

ભગવાન શ્રીસ્વામિનારાયણ જ આગળ રામકૃષ્ણાદિક રૂપે અવતર્યા હતા એમ કહે છે. આથી આ બ્રહ્માંડમાં સૌ પ્રથમવાર અવતર્યા છે એવી કપોળકલ્પિત વાતોની લવરી કરવી તે તો જે ડાળીએ બેઠા તેને કાપવા જેવી જ થશે.

કોઈ તો નિષ્કુળાનંદનાં કાવ્યનાં પ્રમાણ આપે છે. પણ નિષ્કુળાનંદ સ્વામીનો શું અભિપ્રાય છે તે આપણે સૌ પ્રથમ જોઈએ. ભક્તચિંતામણી કે જે નિષ્કુળાનંદ સ્વામીએ રચેલ ગ્રંથ છે અને સંપ્રદાયમાં ખૂબ પ્રચલિત છે અને શ્રીજી મહારાજની હયાતીમાં થયો હતો તેમાં,

**"એવા શ્રીકૃષ્ણ કિશોર મૂર્તિ, આપ ઈચ્છાએ અવતરી યુગે યગે જનના કારજ કરો, પ્રથમ મૂર્તિ ધર્મથી, પ્રગટ્યા પૂરણકામ, નરનારાયણ નાથજી, ત્યારપછી વાસુદેવ દેવકીથી પ્રગટ્યા મથુરામાંય, ત્યારપછી વળી જગમાં અધર્મ વ્યાપ્યો અપાર, ત્યારે તમે પ્રગટ્યા કૌશળ દેશમાં ઘનશ્યામ."**

પ્રકરણ-૧૬માં તો ભક્તિમાતાની સ્તુતિમાં તો શ્રીકૃષ્ણ અવતારની લીલા ગાન કરી અંતે તો શ્રીસ્વામિનારાયણ ભગવાનને જ શ્રીકૃષ્ણ કહ્યા છે. આ ચોપાઈઓ જોતાં દીવા જેવું ચોખ્ખું સમજાઈ જાય છે કે, શ્રીસ્વામિનારાયણ ભગવાન જ જ્યારે જ્યારે પોતાના ભક્તોને કોઈ અસુર પીડા પમાડે, ત્યારે અને પોતાના ભક્તોને લાડ લડાવવા યુગે યુગે અવતાર ધારે છે.

નિષ્કુળાનંદનાં કાવ્ય કે જેમાં નિષ્કુળાનંદ સ્વામીએ રચેલા ગ્રંથોનો સંગ્રહ કરવામાં આવ્યો છે તેમાં પુરુષોત્તમ પ્રકાશ ગ્રંથ કે જે શ્રીસ્વામિનારાયણ ભગવાનનો મહિમા દર્શાવતો સર્વોપરી ગ્રંથ છે. આમાં ખૂબ પુરુષોત્તમનો મહિમા ગાયો છે તેથી કોઈ વાક્યો એવાં પણ આવે, કે જે પુરુષોત્તમના અત્યંત અધિક મહિમા દર્શાવતા હોય

છે. આની પાછળનો મુખ્ય હેતુ એ હોય છે કે, પ્રકટ ભગવાનનો આશ્રય કરીને જીવ ભગવત્ ધામને પામે. કોઈ અવતારોને ઉતારી પાડવાનો કે, શ્રીસ્વામિનારાયણ ભગવાનથી અવતારને ગૌણ દર્શાવવાનો હેતુ હોતો નથી. આમ આગળપાછળનું વિચાર્યા વિના પંડિતમન્યમાનો (મૂર્ખો) શાસ્ત્રોનાં અર્થોને અવળા ગ્રહણ કરે છે. જેવા કે :

**"આ વાર તો જે અવતાર રે,**
**એવો ન થાય વારંવાર રે !**
**નથી આવ્યા ને આવશું ક્યાંથી રે,**
**જન જાણજયો સૌ મનમાંથી રે !!"**

(પ્રકરણ-૩૩, ચોપાઈ-૨૦)

આ ચોપાઈને પકડીને બંડિયા બેસી જાય છે કે શ્રીસ્વામિનારાયણ ભગવાન આ બ્રહ્માંડમાં આવ્યા નથી કે, આવશે પણ નહીં તે તેમનું અજ્ઞાન છે. આ ચોપાઈ પુરુષોત્તમનો માહાત્મ્ય દર્શાવતી છે. પુરુષોત્તમ પ્રકાશમાં સૌ પ્રથમ અક્ષરધામનું વર્ણન કર્યું તેમાં શ્રીકૃષ્ણ ભગવાનને રાધિકાલક્ષ્મી સાથે વિરાજમાન કહ્યા અને તે જ ભગવાન વાસુદેવ આદિક વ્યૂહ વરાહ આદિક બહુરૂપે અવતરે છે એમ કહ્યું છે. આ સાથે વિરોધ આવશે.

**"શ્રી ગોલોકધામ મોઝાર રે,**
**અક્ષરધામ છે હરિનું સાર રે..." (૧૦)**
**જેને કહે છે બ્રહ્મ ચિદાકાશ રે,**
**એમાં સદાય શ્રીહરિનો વાસ રે...**
**એ શ્રીકૃષ્ણનું અક્ષરધામ રે,**
**પરમપાવન પુરાણ કામ કરે... (૧૨)**
**કહે છે વૈકુંઠપતિ સ્વામી રે,**

એ છે અનંત નામના નામી રે...(૧૪)
ભક્તવત્સલ મહાભયહારી રે,
એવા ધર્મકુમાર સુખકારી રે... (૨૦)
રમારાધા કરે સેવકાઈ રે,
તજી ચંચળતા રમા પ્યારી રે...
સેવે સ્થિર થઈને સુકુમારી રે.... (૧૫) પ્રકરણ-૨
એમ વેણુમાં ગાયે વિહારી રે,
સુખ આપે છે શ્રી ગિરધારી રે,
એમ ગોપગોપીના નાથ રે,
શ્રીદામાદિ સખા છે સાથ રે.... (૨૦)
નંદ સુનંદ શ્રીદામાવર,
શકભાનું શશિભાન,
એ આદિક અસંખ્ય ગણ,
રૂપ ગુણ શીલવાન.... (૨)
વાસુદેવાદિ વ્યૂહ અનુપ રે,
કેશવાદિક ચોવીસ રૂપ રે,
વારાહાદિક બહુ અવતાર રે,
એ સર્વના હરિ ધરનાર રે...

આ જ ભગવાન પોતે બધી સામર્થિ લઈ બદરિકાશ્રમમાં શ્રાપનું નિમિત્ત બનાવી છપૈયા ગામમાં પ્રગટ્યા વગેરે બાબતને નિષ્કુળાનંદ સ્વામીએ પ્રથમ વર્ણવી છે. જે વરાહાદિક અવતારો પણ પોતે જ ધરે છે એમ પ્રકરણ-૪ ચોપાઈ-૭માં સ્પષ્ટ કહ્યું છે. આમ અવતાર અવતારીનો અભેદ સંબંધ વર્ણવ્યો છે. **"નથી આવ્યા ને આવશું"** આ ચોપાઈ શ્રીસ્વામિનારાયણનું માહાત્મ્ય દર્શાવવા

પૂરતી જ છે. ફક્ત એક જ ચોપાઈને આધારે સમગ્ર શાસ્ત્રોનાં સિદ્ધાંત ખોટા સાબિત થઈ જતાં નથી. માટે આવાં વાક્યોને પકડીને બેસી રહેવાથી મૂળ સિદ્ધાંત કાંઈ ખોટા થઈ જવાના નથી. અને થશે પણ નહીં. એવી જ ચોપાઈ શ્રીહરિ સ્મૃતિ ચિંતામણી ૭માં **"સમર્થ મૂર્તિ સુખ ભરી ધરી ન ધરશે કોઈ.... (૭)"** આમાં પણ પરમાત્માનો મહિમા વ્યક્ત કર્યો છે.

અવતાર ચિંતામણીમાં તો,

**આદ્ય મધ્ય અંત્યે અવતાર, થયા અગણિત થશે અપાર,**
**પણ સર્વેના કારણ જેહ, તે તો સ્વામી સહજાનંદ એહ... (૩૨)**

આમ બધા અવતારનું કારણ શ્રીસ્વામિનારાયણને કહ્યું. વચનામૃતમાં ભગવાને કહ્યું છે કે, કારણ હોય તે કાર્યથી કોઈ રીતે અલગ પડે નહીં. આમ રામકૃષ્ણાદિક અવતારમાત્રમાં જે આત્મતત્ત્વ છે તે શ્રીસ્વામિનારાયણ ભગવાનનું છે, તેથી શ્રીસ્વામિનારાયણ ભગવાન જ જાતે જુદાં જુદાં નામથી યુગે યુગે પ્રકટ થાય છે, તેથી આ બ્રહ્માંડમાં સૌ પ્રથમ વાર જ શ્રીસ્વામિનારાયણ ભગવાન પધાર્યા એમ કહેવું તે તો આંખનું કાજળ કપાળે ઘસવા જેવું અવળું સાબિત થશે.

**निजाश्रितानां सकलार्तिहन्ता सधर्मभक्तेरवनं विधाता।**
**दाता सुखानां मनसेप्सितानां तनोतु कृष्णोऽखिलमङ्गलं नः॥**

## જય શ્રી સ્વામિનારાયણ



